# શાન્તુભાઇને—

એવો હતો ઉનાળો
જ્યારે તરૂ બધાં પર્ણહીન, અભ્રહીન પ્લેટિનમ્ આકાશે
પાડે ચિત્રણા, વિચિત્ર મનોવૃત્તિના ફગણા જેમ, પ્યાસે,
અપૂર્ણું રહેવાની જે, માત્ર પ્રકાશ એ કાળો
દોરી જતો અજ્ઞાતજ્ઞાત જિવંત વિનાશે—
એવો હતો ઉનાળો.

ત્યારે હૃદય આરે,
ભાંગી પડી મૂર્તિઓના કયારે કયારે
ચૂના ધૂળ ઇંટોડાના ઢગલા ભારે
તપી રહ્યા મૂક, આંખો ભમે વારે વારે,
કરી બંધ 'બૂક', વહ્યો ગૂઢ પ્રવાસ પુકારે;
ત્યારે તમ ધૂળ
ફેલી દૂર દૂર;
ચરણ મારાં બે, અહીં શાને ચાર? એ વિચારે
ઊંચું જોતાં, મળે આંખોય ચારે :
એ ઓળખાણને આધારે
આખી વાત તમને આપવી મારે.

સવાર

તા. ૭-૧-૩૬

# ક્ષમાપના.

હરેક જીવનને તેનુ વૈયક્તિક તત્ત્વજ્ઞાન હોય છે; તો પણ માણસ, માત્ર તત્ત્વજ્ઞાન પ્રમાણેજ નથી જીવતું. તે ભૂલો ઉપર પણ જીવે છે. તે તત્ત્વજ્ઞાનને ભૂલીને પણ તત્ત્વ જાળવી રહે છે.

જગજીવનનાં પાત્રમાં મેં એવું બનાવવા તો પ્રયત્ન કર્યો છે કે, સ્ત્રીનાં રૂપનાં આકર્ષણ પાછળ પણ એક અચૂક તત્ત્વજ્ઞાન છેઃ પણ જીવન જ્યારે એ જ્ઞાન પામ્યા છતાં રૂપનાં આકર્ષણને સંતોષી યા છોડી શકતું નથી ત્યારે મન થાકી જાય છે, અને વિરતિને રસ્તે વળે છે.

તત્ત્વજ્ઞાન માનસીક ખોરાક છે. જેમ અન્ન જીવાડે અને મારે પણ છે; એમજ તત્ત્વજ્ઞાન પણ કરી શકે-કરે છે. તત્ત્વોના જ્ઞાન પાછળ કેટલીક વાર બિભત્સ નિર્હેતુ ક્ષણિકતાજ દેખાય છે, ત્યારે અનંતફળોની કામના રાખનાર માનવચિત્ત આઘાત અનુભવે છે.

પોતાના સ્વભાવમાં જીવનનું એક રહસ્ય જોતો જગ-જીવન જ્યારે તેની પાછળ ડોકીયું કરે છે ત્યારે નક્કર વર્તમાનની ક્ષણિકતાજ જુવે છે. શા માટે? એ ખબર નથી. વિશ્વ રહસ્યોનો ઉકેલ મારી પાસે નથી. એ રહસ્ય છે એટલી બધા માફક સમજણ છે.

એ પણ વાર્તા રૂપેજ કહી છે. તેની અનીતિ યા અસ્પષ્ટતા અને વ્યાકરણની ભૂલો માટે તો મારા, વિદ્વાન ગુજરાતી ભાષાના વિવેચક ભાઈઓજ માફી મગાવશે. હું નહિં માગું.

૧૭ : જુન : ૩૯
મુંબઈ ૭.

મોહન શુકલ.

# શોધ

"આશાનાં જલ છોડી ક્યાં વસવાનું?"

મારી વ્હાલી સુભદ્રા!

મેં તને પ્રથમ જોઇ ત્યારે આખું દૃશ્ય જગત સંધ્યાના રાતા રંગમાં ઝબકોળાઈ ગંભીર દુઃખભર્યું લાગતું; અને જ્યારે બજારોમાં ઝળહળતા અને ઘરોમાંથી ટમટમતા દીવા હૃદયને આ દુઃખ ભેદી કોઇ બેપરવા ઉદાર સ્વચ્છંદ જીવન જીવવા આકર્ષતા હતા, ત્યારે તેં એનેજ ઉત્તેજતું સ્મિત કર્યું. તારૂં યૌવન ન્યોછાવર કરવાની, કોઇ બેપરવા ભવિષ્યની કાંઈ ચિંતા વિનાનાં વિલાસી ફુલ્લ યૌવનમાં, તારૂં એવુંજ યૌવન ભૂલી જવાની અતૃપ્ત તૃષ્ણા તારી આંખોમાં તેજનાં નૃત્યે નાચી રહી'તી. તોફાનના તરંગોમાં મારૂં હૃદય ઘસડાઈ રહ્યું હતું. એ તો આપણું પ્રથમજ મિલન, ને તેય તે આંખોનુંજ છતાં આપણે એકબીજાને ઓળખતાં અને સંબંધી થઇ ગયાં હતાં.

પછી તો હું ઘણીયેવાર તને જોવા, મળાય તો મળવા, દિવસે નિકળતો ત્યારે તું તારા ઉજ્જડ જણાતા બંગલાના પાછળના કમ્પાઉન્ડમાં પડતી મેડીના છેલ્લા ખૂણાની બારીએ બેસતી. તારી આંખોનાં સ્થિર તેજ બિન્દુઓ એ શિયાળાના ઉદાસ બપોરના ઠંડા પવનના ઝપાટામાં ફિક્કાં પાંદડાંઓ ખેરતાં લીમડાનાં ઝાડની ડાળીઓમાં ચિંતિત જણાતાં; ને હું એ નિર્જન કમ્પાઉન્ડમાં ઝાડનાં સૂકાં ઝાંખરામાં રહી ગએલાં પાંદડાં પરની ધૂળ જોતો થંડી છતાં

બળતા તાપમાં ઉભો રહેતો, ત્યારે આપણે ઘણાં પાસે આવ્યાં હતાં. હવે તો જે ઇચ્છા હતી એ જ્વલંત રચનામાં વિંટી વિનાશને અપૂર્વ સુખ ગણવા સુધી પૂર્ણ, પરિપૂર્ણ, સુખ માણવા, મૂર્ત રૂપે જોવા, અંતરમાં રમી રહી હતી. પણ એ દિવસો વિચિત્રજ હતા.

એક દિવસ કોણ જાણે શાં એ કારણથી તેં મને ત્યાંજ રોકી રાખ્યો. અમસ્તો હું લીમડે ચડી તારી બારીની છેક પાસે–સામે બેસી વાતો તો કરતોજ, પણ તે દિવસે તેં મને અંદર આવવા કહ્યું. હું નીચે ઉતરી ત્યાંની નીચેની બારી, ને માળની પાળી ઝાલી, ચડી તારી પાસે આવ્યો, ત્યારે તેં હાથ ધર્યો. ધ્રુજતા હાથે મેં એ પકડયો : ધગધગતો ને અત્યંત સુકોમળ એ હતો. છાતી જાણે મારા કાનમાંજ ધડકી રહી હતી. મારી નસોમાં લોહી વેગથી દોડી રહ્યું હતું; ને તેં મને ઉપર ખેંચ્યો. ઉપર ચડીને હું છેલ્લો પગ ધરી બારીમાંથી તારી નાની ઓરડીમાં પડયો ત્યારે તેં હાથ પ્હોળા કર્યા ને મેં એટલાજ સ્નેહથી, મોહથી, કે આકર્ષણથી તને મારા હૃદય સાથે દાબી દીધી. તારૂં સુકોમળ હૃદય મારા હૃદય સાથે ધડકી રહ્યું હતું. તૃપ્તિથી તારી આંખમાં આંસુ આવી રહ્યાં હતાં. તારા બળતા હોય તેવા સુક્કા રાતા અધર સુરેખ, ઉત્સુક લાગતા હતા. મેં તેની ઉષ્માને–મૃદુલતાને એક દીર્ઘ ચુંબન કર્યું. જગત આખું જાણે મારામાં કેન્દ્રિત થયું હતું ને ઓઠમાંથી હૃદય બધું રેડાઇ રહ્યું હતું. પછી એક ચિર આલીંગનમાં આપણે પાસેમાં પાસેના પલંગની મૃદુતામાં પડી રહ્યાં. જ્યારે સાંજે કોઇએ તારૂં બારણું ખખડાવ્યું ત્યારેજ હું દુઃખી યંત્રવત્ ગયો. ઘણાયે દિવસો એવા વહ્યા, પછી લીમડાનાં પાન બેઠાં ને પીપળનાં પાન ખર્યાં ત્યારે ધગધગતા ઉનાળામાં એનો અંત, અને જે તોફાન હૃદયને આકર્ષતું હતું તેનો આરંભ થયો. તે આપણાં હજુયે અધુરાં તૃપ્ત થયેલાં શરીરને વિલાસના બેદરકાર જીવન માધુર્યમાં ઘસડી ગયો.

સંધ્યાકાળ પ્હેલાંના જેવોજ રાતો, પ્રથમ સ્મૃતિને જાગ્રત કરતો હતો ને એ રતાશમાં પીપળનાં સુક્કાં પાનડાં વિનાનાં ઝાડ, મંદ મંદ હલતાં, આપણી મૂળ ઇચ્છા-તૃષ્ણાની અતૃપ્તિની વાત હૃદયમાં સળગાવતાં હતાં; ત્યારે આપણે બારીએ ઊભાં હતાં. ત્યારે તારી તેજસ્વી આંખોમાં પાણી ભરી તેં કહ્યું કે " મને દૂર લઇ જા, આ બધા ગમગીન શૂન્ય જેવા વાતાવરણથી દૂર કોઇ ગાઢ સુખની તંદ્રામાં લઈ જા !" મેં રોતા, ધડકતા હૃદયે મારી ગરીબીની વાત કરી ને તેં તારી એકલી માલિકીના દ્રવ્યની વાત કરી એ ધરી દીધું. મ્હારો ચ્હેરો આનંદની નિશ્ચિંતતાથી ઝબકી ઉઠયો જાણી તેં ગાંડા સરખા ઉત્સાહથી મને આલીંગન કર્યું અને ચુંબન કર્યું. એ હૃદયનો ધડકાર અને ચુંબનની મૃદુલ તૃપ્તિ, મને સુવર્ણે રચેલા ભવ્ય વિભવમાં મુર્છિત-તંદ્રિત સુખ માણવા ખેંચી ગયાં. ને એજ વખતે આપણે બારીએથી ઉતરી પાછળને છીંડેથી નિકળી મોટે રસ્તે ચડી વિજળીના તરતજ પ્રકટેલા દીવા નીચેથી પસાર થતાં સ્હેરની વસતીમાં મળી ગયાં. ત્યાંથી આપણે મોટર ભાડે કરી અને નિકળ્યાં. સ્હેરનાં અસંખ્ય માણસોના અવાજ, વાહનોના અવિરત ગડગડાટ, અને આંખો આંજી દેતા પ્રકાશમાંથી ઝપાટાબંધ પસાર થતાં, આપણે બ્હારના ભાગ તરફ ચાલ્યાં. પાછળ દીવાઓ સળગતા'તા. મોટરના એન્જિન વિના બધું શાન્ત હતું. ઉપર અસંખ્ય તારાઓ હતા ને આપણે અમાપ અંધકારમાં એ નાની લાઇટથી તેજ પાડતી મોટરમાં આગળ વધ્યે જતાં હતાં. બીજે દિવસે બપોરે આપણે આ સ્હેરમાં પ્હોંચ્યાં ને હોટેલમાં રૂમસ્ ભાડે લઇ રહ્યાં-જમ્યાં, ને પછી હૃદયે હૃદય ચાંપી સૂઇ ગયાં. અનેક દુ:ખ મિશ્રિત ભવ્ય તોફાની આનંદમાં મારાં સ્વપ્નો ગુંથાઈ ગયાં હતાં. વિમલ જલ તરતી પર્ણ શૈયામાં પ્રાત:કાળના પ્રકાશ પવનમાં પ્રફુલ્લ પદ્મની પાંખડીઓ પ્રસરેલી હતી. બધુંયે વિનાશમાં હોમી હું તારાં ચરણોમાં સામ્રાજ્યો ધરતો હતો. હું સેનાપતિ હતો, તું

સામ્રાજ્ઞી હતી. સકળ તોફાનોમાં તારાં નયનોનાં તેજ મારી આસપાસ ઝળકી રહેતાં. પ્રશસ્ત માનવ મેદનીને ધૂળ ગણતાં તારા કોમળ કર મારા કંઠમાં વિંટળાઇ રહેતા. સુકુમાર આછાં દર્દ મિશ્રિત આનંદ મારા હ્રદય સાથે ધબકતો. ઓઠ મળતાં નિરવધિ સુખમાં ડુબી જતાં.

પછી આપણેજ અહીં ઓરીએન્ટ વિલ્લામાં એકાંતમાં ઘર વસાવ્યું; ને જે બેપરવા ભવિષ્યથી નિશ્ચિંત જીવન ઝંખતાં એ, આપણે આપણામાંજ મુગ્ધ મગ્ન રહી, પરમ સુખ પામતાં, જીવતાં. મોહિત પણ સ્નેહી હું, જીવન તારા ચરણોમાં ધરી ઊભો હતો. —પરંતુ— એક વર્ષાની કૃષ્ણપક્ષની વાદળઘેરી ગર્જતી ઝબકતી અનરાધાર વર્ષતી રાત્રીએ તેં મને શરીર સમર્પ્યું. પ્રબળ પ્રયત્નથી મારાં શરીર, મન, હ્રદય, જે કાંઇ હોઈ શકે તેને ઉશ્કેરી તેં તારી જાત મારા કાજે ખુલ્લી કરી દીધી. ને હું પણ કોઇ પૂર્ણતર સ્થિતિની તીવ્રતમ ઝંખનામાં મને તારામાં ભૂલી ગયો. આપણે જાગ્રત થયાં ત્યારે તો ભીની જમીન ઉપરથી આવતો વાદળાંએ ઘેરાએલાં સવારનો થંડો પવન આપણા વાળને અને વસ્ત્રોને ધીમે ધીમે ફરકાવતો હતો.

પછી તો સેંકડો વખત આપણે શરીર અનુભવ્યાં. ચાર વર્ષો એમજ વહી ગયાં. એ ગાઢ, અત્યંત મુગ્ધ સ્પર્શ માધુર્યો શરીર મન અને હ્રદયનાં મિશ્રિત સ્વભાનને અપાર અતલ સુખમાં લીન કરી રહ્યાં. પરંતુ અંતમાં બહુ, બહુજ ધીમે ધીમે, છતાં આત્મવંચના જેમ, ભોગવ્યા પછી જે આનંદ થતો એ મારામાં આળસ અને એમ કંટાળામાં ફેરવાતો ગયો. આજે હવે હું છેકજ કંટાળ્યો છું. સ્ત્રીની લાલસા ભલે અનંત હોય; મારી પૂર્ણ થઇ ગઈ છે અથવા અહીંથી પૂર્ણ થઇ છે. હું પુરૂષ છું; તારે સમજવું જોઇએ કે પુરૂષ અસ્થિર હોય છે. તેને આકર્ષક વસ્તુસ્થિતિ

ઘણીજ જલ્દીથી પરિચિત જૂની અનાકર્ષક બની જાય છે. પુરૂષનું જીવન સ્ત્રી છે, પરંતુ વિવિધતામાં એટલે કે તેની અવિરત પ્રફુલ્લ યૌવનમયતામાં લીન થવામાં, ફરી ફરી એજ સ્થિતિ લીનતામાં નહીં. ત્યારે શું હું તને ચાહતો ન હતો? નથી? ના, ચાહું છું, ચાહતો અને હજીયે ચાહું છું. છતાં તારાથી કંટાળ્યો છું. મારૂં મન અપ્રાપ્ય કે સુલભ સુખની શોધમાં ભમે છે. અહીં તો હવે કંટાળોજ છે. એજ શરીર, એજ વાસના પોષવાની રીત, રોજ એજ અનુભવ! હવે કંટાળા વિના કાંઈ રહ્યું નથી! છતાં હું તને ચાહું છું. મેં સૌંદર્યની–શરીરની–સુકુમાર સ્પર્શની તીવ્રમાં તીવ્ર વૃત્તિ પિછાની છે, તેથી મારૂં શરીર તો સ્થળે સ્થળે એ ગોતતું ભમ્યા કરશે, છતાં હું તને ચાહું છું. હું જાણું છું હું જવાનો છું, આપણે ચાહીએ છીએ છતાં. ભલે મને દુ:ખ થતું હોય છતાં હું જવાનો છું. હું ભલે જ્ઞાની હોઉં છતાં નિર્બળ છું તેથી જાઉં છું. કદાચ કોઇ ભવિષ્યનું શુભ એમાં હોય. તેં આપ્યું ને મેં લીધું તેથી આપણો સંબંધ અનંત છે.

મારી નિર્બળતા અને પ્રેમ જ્યાં જિત્યાં અને હાર્યાં એ સ્થિતિ આજે છેલ્લીવાર યાદ કરી લખું છું. આ છેલ્લા વર્ષમાં જ્યારે આપણે એ ભવ્ય વિલાસ મોહિનીથી ઝગહળતા મ્હેલમાં, સુખદુ:ખ, ભૂત ભવિષ્ય, સકળ આત્મભાન ભૂલી જવા પગથિયાં ચડતાં ત્યારે મારૂં હૃદય કોઇ અસહ્ય દુ:ખથી કંપી ઉઠતું. હું ઉંડાણમાં કાંઇ એવું જાણતો હતો કે, આનો સર્વનો એક દિવસ અંત આવવાનો છે, ને ત્યારે, તને રઝળતી મૂકી અને હું મારો આ વિલાસ અમર બનાવવા પ્રવાસ કર્યે જવાનો છું. અને એ આંસુ ભર્યો હું, તને એજ પ્રસંગને નજીક લાવવા ત્યાં દોરી જતો. આજે શું છે? મને દુ:ખ થાય છે? શું એ વ્યર્થ, જુઠાણું નથી? ના, હજીયે હું તને ચાહું છું, છતાં હું તને તજી જાઉં છું; દૂર, દૂર,

શરીરને સદા ફુલ જીવનમાં ભૂલી જવા. લાલસા જીતી શકાતીજ નથી. તું એજ ઝંખે, હું પણ એજ; હું કંટાળું છું છતાં મારે એજ જોઇશે.

એક દિવસ લાતો ખાતો, કુતરાની જેમ હડસેલાતો, નિઃસત્વ, હીન–ભિખારી બની તારે દ્વાર ઉભો રહીશ. કયારે ? એની કાંઇ ખબર નથી, ને તું મને એમજ લાગે છે કે વાત્સલ્યમય અંતરથી મારા, તારા, આપણા, અનંત એવા સંબંધને ફરીથી આવકારશે.

—તારો જગજીવન.

તેની ભાષા અને ભાવો યુવાન લાગે છે. તેણે બાવીસમે વર્ષે લખેલો આ પત્ર. એ પછી ઘણે વખતે–વર્ષો પછી, હું તેના પરિચયમાં આવ્યો અને એ પરિચય પછીજ આ કાગળ વાંચવા પામ્યો.

મને મારા કામમાંથી કોઇ વખત દેશી રાજ્યનાં હિસાબખાતાં તપાસવા બોલાવવામાં આવતો. દક્ષિણનાં મારાં ડુંગરાઉ ગામડાંની આસપાસ વનરાજી હતી ને થંડી હવા સતત વહ્યા કરતી ત્યાંથી ગરમ થતા પ્રદેશોમાં નિકળતો મુંબાઇમાં સિનેમાનાં કૃત્રિમ વાતા-વરણમાં ઘુમી, એક રાત ઉડાવી હું જ્યાં જગજીવન મળવાનો હતો એ ગામ જવા ગુજરાત રસ્તે નિકળ્યો. થંડો અને પાણીવાળો પ્રદેશ જેમ ટ્રેઇન પસાર થતી ગઇ એમ સૂકો અને ઉષ્ણ લાગવા માંડયો. સાંજ પડતાં વીરમગામની ઉજ્જડ ભૂમિ મીલના ધુમાડાની નાની એવી છાંય ઘેરાએલી દેખાઈ. ગામડા જેવા વીરમગામમાં કયાંક કયાંક દીવાઓ ટમકતા'તા. ત્યાં તો ધડધડાટ કરતી ટ્રેઇન, ઝળહળતા અને માણસોના બૂમરાટાથી ભર્યા સ્ટેશનની અંદર ધસી આવી.

ખાખી કોટ અને વાદળી પાઘડીવાળા મજુરો બુમાબુમ કરતા બારણાં ખોલવા લાગ્યા. બીસ્તરો અને પેટી ઉપડાવી, નિરાંતે, હું બારણામાંથી સરકી પ્લેટફોર્મ ઉપર ઉતરી આવ્યો, અને ટોળાના ધક્કાની લ્હેર માણતો, તણાતો, સારી જગ્યા ગોતતો, અજાણ્યાં માણસોનાં છતાં દેશનાં માણસોનાં અનેક ભાવોથી અંકિત થયેલાં, દીવાનાં તેજ ને થાંભલાના પડછાયામાં સંતાકુકડી રમતાં મોઢાં, અને ચિત્ર વિચિત્ર પ્હેરવેશવાળા દેહનાં દર્શન ક્ષણે ક્ષણે નવાં નવાં રૂપે કરી રહ્યો. એક સારી જગ્યા મળી, મારે ઉંઘવું'તું. કાંઈ વિચિત્ર આતુરતા અને સંતોષ ભર્યા હૃદયે સામાન મૂકાવી હું લંબાયો. ને જાણે પરિચયનું સુખ પીતો હોઉં એમ આંખો મીંચી દીધી. એક વખત કોઈની બૂમથી જાગી ગયો ને બારીમાંથી બ્હાર નજર પડતાં દીવાના તેજમાં પાઘડી અને ટોપીઓ ભટકી રહી હતી. ફરી આંખ ઉઘાડી ત્યારે દિવસની ઝાંખી કરી: આછાં વાદળાંના સમુદ્રમાં આછાં તેજ મોજાંની. બેસવા ઉભા થતાં આખી દુનિયા નવી લાગી. તેજનાં મુખ જેવો પીળો સૂર્ય વાદળાંની અર્ધ પારદર્શક ચાદરમાં જાગવાનું આળસ કરતા નિશાળિયા જેવો પડયો'તો. એવીજ કોઇ ઇચ્છા મને થઇ આવી. આ અજાણી પ્રિય ભૂમિમાં જાગવા હૃદય ના પાડી રહ્યું છતાં ટ્રેઇન તો દોડીજ રહી હતી. ટ્રેઇન તો મને ત્યાંજ લઈ જવાની હતી: એજ ઉજ્જડ જૂની ઓળખીતી ભૂમિમાં—અને હૃદય પણ ઊંડી ઓળખાણમાં ઉજ્જડ—એકલુંજ છે ને ? એ ઉજ્જડતાનાં ભાનની સાથે મમતાનું ઝરણું, પરિચયની લીલોતરી, મિત્રતાના છોડ, અને દેશકાલે આપેલી જીવન સુખની ઘેઘુર વનરાજી ફૂટી જામી પડે છે. જીવનના બાહ્ય વાઘા ફેંકી દેવાનો પણ સમય હોય છે. કોઈવાર હૃદય આતુર હોય છે; કોઇવાર બીકણ હોય છે. વ્યોમેશ, એ કોલેજ જીવનની લીલોતરી, એ ભ્રમ હતો કે સત્ય એ જાણવા 'હા, ના' કરતું મારૂં હૃદય, અસ્પષ્ટ ગ્લાનિભર્યું 'હા' ભણીજ નિકળી ચૂકેલું છે એ

નું જોઈ રહ્યો. સૂકાં ખેતરો, આછા ઉઘડેલા વાદળવાળા દિવસમાં પડેલાં, પસાર થઈ જતાં. પવન સ્તબ્ધ હતો. કાળી જમીન ઉપર ક્યાંક ક્યાંક બળદ ને હળ સહિત ખેડૂતો ચમકી જતા. નાના નાના પૂલો વિપળ માત્ર ગાજી અદૃશ્ય થઇ જતા. નાનાં, લગભગ નિર્જન એવાં થોડાં સ્ટેશનો પસાર કરી ટ્રેઇન બપોરના વિચિત્ર તડકામાં એક મોટા સ્ટેશને આવી ઊભી. માણસો ઘણાં હતાં. પણ દિવસની મ્લાનતામાં અટવાયેલાં હૃદયો જેવાં એ મંદ ગતિએ હાલતાં ચાલતાં હતાં. મોટર ખટારાઓનાં હૉર્ન, ટાંગાઓના ટણટણાટ ને 'એક આને મારકીટ' ની બૂમો, સ્તબ્ધ હવાને કંપાવતી, લય પામી જતી; ને પછી ઉપડતો ખટારો કે દોડતો ટાંગો માત્ર ગાજી કે ખખડી જતાં. 'આ બાજુથી ટૂકડું પડે છે' કહેતો ગાડીવાળો, મુખ્ય શ્હેરને છોડી, અર્ધા ઉજ્જડ ને ધૂળે ભરેલા રસ્તાઓમાં થઇ અંતે એક મોટા રાતા ડેલા પાસે ખેંચી લાવ્યો. ગાડી ઊભી રાખી અને એ બોલ્યો કે 'વ્યોમેશચંદ્ર શાસ્ત્રી આંઇ રિયે છે.' સામાન ઉતરાવી હું ડેલાની બારી ખોલી અંદર ગયો. ડેલામાંજ બે બાજુ મોટા ને ઉંચા ઓટલા હતા. ડાબી બાજુના ઓટલા ઉપર દાદર હતો. ત્યાંથી માઢ મેડી પર જવાતું. એ દાદર નીચે ખાટલીમાં પડેલા દરવાને કહ્યું: "કોનું કામ છે ભાઇ!" મેં કહ્યું. "વ્યોમેશચંદ્ર શાસ્ત્રી અહિયાંજ રહે છે ને?" "હા અહિંયાંજ: પણ સાહેબ ઓફિસે ગયા છે. આપનું નામ!?" મેં પૂછ્યું: "પણ બા તો ઘેર છે ને? એમને કહો કે પ્રતાપ-ગઢથી મ્હેમાન આવ્યા છે-મોહનલાલ શુકલ." ગાડીવાન સામાન લઇ અંદર આવ્યો. દરવાનની પાછળ હું અંદર ગયો. વિશાળ ફળી હતું. આગળજ એક પીપળો ને એક લીમડો ઉભા હતા. ફરતા ચોતરા ચણેલા હતા. એક કાળો સિધરામ ને એક ધોળા ધોરી બળદનાં વિશાળ શીંગડાં એક બાજુ તબેલામાં દેખાતાં'તાં. પછી એક એકઢાળિયું લંબાતું'તું જેના થાંભલાને વાછરડાં ને પાડાં

બાંધ્યાં'તાં. બીજી બાજુ લીમડાનાં ખરેલાં પાંદડાઓ વચ્ચે એક શણની ખાટલી ઉપર બે જણા બેઠા'તા. છાંયો નહિ જેવો હતો. લીમડાને માત્ર નવાં કુંપળજ ફૂટતાં હતાં. એક શામળો અને નમણાં મ્હોંવાળો યુવક, જેના મ્હો ઉપર તંદુરસ્તીની ઝલક હતી; ને જેની આંખો તોફાની સમુદ્રના હૃદયમાં મૂકેલી સ્થિર દીવાદાંડી જેવી વેધક હતી. એક ગૌર અને ફિક્કો યુવક જે થાકેલો લાગતો હતો. બાજુમાં, નીચે, એક યુવાન બાઇ ઠામ ઉટકતી'તી. ને ત્યાંથી વ્હેતું નીકનું પાણી થોડા ક્યારામાં વળતું'તું. હું હજી આ યુવકો સામે આવી ઊભો રહું ત્યાં તો પાછળથી "આવો ભાઈ!" સાંભળ્યું. પાછળ ફર્યો તો આ શું?! વ્યોમેશ પરણ્યો ત્યારે તો એક શરમાળ છોકરીને પરણ્યો એવો મારો ખ્યાલ હતો ને અહીં ઓસરીના છેડા ઉપર એક પુખ્ત સમજણવાળી, સમાજમાં માન મરતબો સાચવતી ગૃહિણી ઊભી'તી! છતાં એ મ્હો પર કાંઈક વ્યગ્ર રેખાઓ હતી, જે પ્રિય થઇ પડે એવી છતાં આ શુષ્ક વસંતના સ્મિતને વધુ મળતી આવતી હતી. ગાડીવાને સામાન મૂક્યો પણ મેં પૂછ્યું: "વ્યોમેશને લખવું'તું પણ બહુ ઉતાવળમાં ભૂલી ગયો." મારી વાત ન સાંભળી હોય તેમ, કાન્તાએને ગાડીવાળાને કહ્યું "જુસુફ, તું તારે જા! મોંઘી, ગરમ પાણી મૂક! જગજીવન, મૂળુને કહી મોહનભાઇનો સામાન મેડીએ મૂકાવો ને!" યુસપ ભાડું લીધા વિના ચાલ્યો ગયો. કામવાળી બાઈ ઊભી થઇ અને પેલો શામળો યુવક પણ ઊભો થયો. મેં કહ્યું: "પણ, આવી ગરમીમાં ઊના પાણીએ નાહીજ ન શકાય, નળ હશે તો હું મેળેજ નાહી લઇશ!" દરવાનને બોલાવી જગજીવન ડેલા ઉપરની મેડીએ સામાન લેવરાવી ગયો. "ભલે;" તેણે પેલા નકામા બેસી થાક્યા હોય એવા યુવક તરફ ફરી કહ્યું: "અન્તુભાઇ! એમને કૂવેથી થોડી ડોલ સીંચી નવરાવો!" ને મારી ઊના પાણીની વાત સરળ માણસની હતી કે નહિ તે જોવા મારી સામે

ફરી, પૂછ્યું : “ તમને ફાવશેને ?” મને કાન્તાબેન ગમ્યાં, કારણ એમને સરલતા ગમતી’તી. મેં હસતું મ્હો રાખી “ હા ” કહી. ને એ અંદર વળ્યાં અને અન્તુભાઇને કહેતાં ગયાં કે “ અંદર લાવજો ”. અન્તુભાઇનો કંટાળો અદ્દભૂત લાગ્યો. પ્હેલાં કામ વિના એ હતો, હવે કામ મળવાથી એ હતો: એટલે મેં કહ્યું : “ તમે મને કૂવે લઇ જાવ ને ! હું મારી મેળે નાહી લઇશ. મને પ્રતાપગઢમાં પણ સીંચીને કૂવેજ નાવાની ટેવ છે.” ચમકીને મારી તરફ જોતા અન્તુભાઈ બોલ્યા :—

“ ના, ના; કાકીએ કીધું છે. તમને ફાવશે. ” લીમડા ને પીપળા નીચેથી અમે કયારામાં થઇ પાછળને કૂવે ગયા; ને મારી મેળેજ હું ડોલ લઇ સીંચવા લાગ્યો. અન્તુભાઈ પાળી ઉપર બેસી ગયા. ન્હાઇ અને હું મૂળૂએ બેડીંગ છોડી આણેલાં કપડાં પ્હેરી અન્તુભાઇ સાથે ઓસરી ચડી અંદર ગયો. એ થંડક ભર્યો આછાં અજવાળા વાળો ઓરડો હતો. તેની અંદર સામે ખૂણામાં એક ઓરડીમાં કાન્તાબેન રાંધતાં’તાં. બે ત્રણ પાટલા મૂકેલા હતા. જગજીવન એક પાટલા ઉપર બેઠો’તો. કાન્તાબેન મારી વિષેજ જગજીવન સાથે વાત કરતાં હશે એમ લાગ્યું : જો કે જગજીવનનું મૌન એવું હતું કે એ ભાગ્યેજ બોલ્યો હશે એમ લાગે. કાન્તાબેને હજી પણ, મને જલ્દી, કઇ જાતનો માણસ છું એ, નક્કી કરવા માગતાં હોય એમ પૂછ્યું : “અમે અર્ધો કલાક પ્હેલાંજ જમી ઉઠયાં’તાં. શાક ગરમ છે ને પૂરી કરું છું. જગજીવન, પેલા કબાટમાંથી દૂધ લાવોને !” એક પાટલા આગળ થાળી ને વાટકો પડયાં’તાં એના ઉપર ઝૂકાવતાં મેં કહ્યું : “ હું ને વ્યોમેશ નાનપણના મિત્ર છીએ. મને ઘર ધારીને તો આવવાનું મન થયું : તમે જો જો તો ખરાં હું કેટલો બધો......” મારી વાત કહેવાની સરળતા એમને ચોક્કસ ગમશે એમ મેં ધાર્યું ’તું; પણ એમનું

મોઢું હવે ગંભીર લાગ્યું; ને હું સ્હેજ અટકી ગયો. જો કે મારી વાત ન ગમી એવું તો ન્હોતું જ લાગતું. જગજીવન પણ ગંભીર થઈ વાટકો લઇ આવ્યો. આ બે જણાંને એક સરખાં ગંભીર જોઇ મને ન ગમ્યું; પણ કાન્તાબેનની ચકોર નજર તરતજ એ જાણી ગઇ અને હસતાં હસતાં એણે કીધું: "જગજીવનને હું એજ કહેતી'તી કે......" પણ મારી પાછળ અન્તુભાઇને જોઇ, સ્હેજ અટકી, આગળ ચલાવ્યું કે, "મોહનભાઈ સત્યાગ્રહાશ્રમમાં રહી આવ્યા લાગે છે: એમને કાંઇ કોઈ પાસે કરાવવું નહિ ગમે." આ વિચિત્ર ખુશામત, જો કે દંભી નહિજ, મને મલકાવી રહી; ને વાતાવરણ હળવું થયું. પણ તરત એ ફર્યું. કારણ, મેં કહ્યું કે: "વ્યોમેશે મારી નથી વાતો કરી? હું એને કહીશ તારો બાળપણનો દોસ્ત કોઇ દિવસ તારે ઘેરજ નહિ આવે એમ ધારી બેઠો'તો?" પ્હેલાંના જેટલાં ગંભીર નહિ પણ સ્મિત કરમાઇ ગયાં છે એવાં મોઢાંવાળાં બન્નેએ વાત ચાલુ રાખી; પણ મને લાગ્યું કે હું વ્યોમેશને વચમાં લાવું એ કરતાં કાન્તાબેનજ નહીં, પણ જગજીવનનેય તેમનો હું સીધો સંબંધ રાખું એ વધારે પ્રિય ગણે છે. થાળીમાં પૂરીઓ પડવા લાગી. અન્તુભાઇએ પાછળ ખોંખારો ખાઈ કહ્યું: "કાકી તમારી વાત સાચી લાગે છે: મોહનભાઇએ હાથેજ નાહી લીધું." પણ મને વિચાર થવા લાગ્યો કે 'આ, શું? મારે શું કરવું?" હું ગંભીર થઈ ગયો: "વ્યોમેશ! અત્યારે એ કેવો હશે? ચાર વર્ષ પ્હેલાં તો એ પણ એક ખુલ્લા દિલનો હસતો યુવાન હતો. કાન્તાબેન અને જગજીવન બન્નેને એ ગમ્યા વિના ન રહી શકે' મને આ ત્રણેના વિચારો જુદા જોવા ઇચ્છા નથી. મનથીજ હું એક અશાન્ત માણસ છું. અકારણ જેવું કારણ મળે તોપણ હું વિચારો દોડાવા લાગું છું. બધાં નિરાંતે હળીમળી જીંદગીનો ભાર ઓછો કરે એવીજ મારી શુભેચ્છા છે. 'વ્યોમેશ! ઠીક જોઇશું!' એ બધા વિચારોમાં અને

મારા અભિમાનનાં પોષણમાં હું ગંભીર બની ગયો. કાન્તાબેને એ જોયું હશે કે કેમ, પણ એ હવે મને : " પૂરી મૂકું ?" એમ પૂછતાં'તાં. મેં એમની સામે જોયું. ક્ષણેક જગજીવનની સામે પણ જોયું. ફરી એમની સામે જોયું. એમની નજર મારા ઉપરજ હતી. સ્થિર, જાણે કે મારા મનના ખૂણેખૂણામાં ફરી વળતી હોય એવી; છતાં ખિન્ન : મોઢામાં મૂકાતી પૂરીઓ જેટલોજ એ વાસ્તવિક ખુલાસો હતો. મને લાગ્યું કે બોલવું નકામું છે. હું પણ જોઇ રહ્યો : સરલ, નિષ્પક્ષ, સમભાવી વિચારોમાં, ને કહ્યું : " બેજ મૂકજો. વધુ નહિ જોઇએ. " " બેજ આપીશ હો !" નિરાંતનો શ્વાસ ખેંચતાં કાન્તાબેન હસતાં લાગ્યાં. મારા મનનો ભાર પણ હલકો થયો. " જગજીવન કહે તમે અહીં કોઇ દિવસ આવ્યા નથી લાગતા ? અહીંની માતાજીની દેરી ને આસપાસ ટેકરા ઝાડ ને વ્હેળિયું એ બધાં અહીંનાં અજોડ સૌંદર્ય છે ! સૌથી સરસ તો મને એક જૂનો કિલ્લો છે એ ગમે છે !" મેં કહ્યું : " ના, આવ્યો છું; પણ, નાનપણમાં; ને મને જૂના કિલ્લા બહુ ગમે છે. મારે ત્યાં પ્રતાપગડનો કિલ્લો બહુજ સરસ છે. એ ખરેખરો કિલ્લો છે. સીધો કપરો ચઢાવ, ઝાડીઓમાંથી જવાની કેડી, ને એ બધાય કરતાં એ જૂનો છે એટલેજ મને બહુ ગમે છે." અન્તુભાઈ કહે : " હમણાં બાપુએ બગીચો બનાવ્યો છે એ પણ સરસ છે." બગીચામાં મને કશો રસ હતો નહિ. આ ગામમાં આવીને એવું સુધરેલું તૂત જોવાની ઇચ્છા પણ ન્હોતી, છતાં, સારૂં દેખાડવા મેં કહ્યું : " એમ ? ત્યાં પણ જાશું, કારણ મારે હજી પન્નરેક દિવસ રોકાવું પડશે. " મેં જોયું તો જગજીવન અને કાન્તાબેનની આંખો મળી. બન્નેની આંખોમાં પ્રશ્ન હતો : જાણે કે : 'શું કરશું ?' જગજીવનને મેં કહ્યું : " પણ, અહીં ગરમી બહુ પડે છે. કાંઈ બપોરના ફરવા ન જવાય ને શું કરવું એજ વિચાર થાય છે—તમારી પાસે ચોપડીઓ હશેજ—ના, હવે કાંઇ નહિ

જોઈએ જમી રહ્યો છું." જગજીવન કહે : "મારી પાસે તો ચાર પાંચજ ચોપડી છે—ઘરમાં હશે—પણ સરસ ચોપડી છે." કાન્તાબેન કહે : "હા" ને જાણે પોતેજ ફરી વ્યોમેશનું નામ લીધું એથી નિરાંત થઈ હોય એમ ઉમેર્યું : "એ આવશે ત્યારે કપાટમાંથી કાઢશું." "કપાટમાંથી" કહેતાં જાણે સંકોચ થતો હોય અને "કાઢશું" કહેતાં આપણે—જેને એકબીજાં માટે સહાનુભૂતિ છે એવાં, એમ કહેતાં હોય એમ મને લાગ્યું. ન સમજાય તેમ તીવ્ર દુઃખ મને થયું. મેં કહ્યું : "જોઈશું ! નહિ ગમે તો આપણે ત્રણ જણા ગપ્પાં હાંકશું, ને પન્નર દિવસ કયાં ગયા એ ખબરેય નહિ પડે !"

જમી, ને ચોપડી લઈ, હું માઢ મેડીના બફારામાં બેડીંગ પર વાંચવા પડયો. પાસે જગજીવન ટેબલ ઉપર પગ મૂકી ખુરશી પર પડયો પડયો વાંચતો હતો. કયારે આંખ મીંચાઇ ગઇ એ ખબર ન રહી. જગજીવનેજ જગાડયો : "સાહેબ આવી ગયા છે, ચા થઇ ગઇ છે." ને હું સુખથી જાગ્યો. સામેની બારીમાંથી જોયું, તો : દિવસનો ઉગ્ર આંજી નાખે એવો તાપ કોમળ પડી ગયો હતો. બ્હારનો લીમડો ધીમો ધીમો ખખડતો હતો ને તેના મોરની કડવી સુગંધથી માઢ મેડીને ભરી દેતો'તો. "તમે ઉંઘ્યા નથી ?" મેં જગજીવનને પૂછ્યું "ના" એણે કહ્યું. "હું તો વાંચતો'તો." ઉભો થઇ મેડી ઉતરી હું ફળીમાં ગયો : તો બપોર કરતાં ઘણાં પાંદડાં વધુ પડયાં હતાં, ને આકાશનો ગુસ્સો જાણે કાળાશ પડતા, શાન્તિના સૂચન જેવા, પરિતાપમાં પલટાઇ ગયો હતો. સાંજ હતી. પાંદડાંઓ કચરતો હું અંદર ગયો. ઓરડામાં પાટ ઉપર વ્યોમેશ બેઠો'તો. સ્થૂલતા વધી હતી, જગતનું ગાંભીર્ય હતું. એક ઝીણું ધોતિયું અને એવાજ તેના ગૌર બદનને અર્ધપારદર્શક રાખતા મલમલના પેરણમાં એ બેઠો'તો ને જરા જરા હીંચકો ઝૂલતો'તો. "આવ, મોહન !...... ભાઇ, કેમ છો ? કાન્તાએ કહ્યું ! જમ્યા ? મજામાં ?" "હા."

મેં કહ્યું. " કેટલાં વર્ષે મળ્યા ? મારો વિચાર ઘણા વખતથી હતો. પણ ત્યાંથી નિકળાતું ન્હોતું; ને હવે અહીંનું કામ આવ્યું એટલે એક પંથ ને દો કાજ !" વ્યોમેશ કહે : " બહુ સારૂં કર્યું. પ્રતાપગઢનાં પાણી તમને સદી ગયાં લાગે છે." પણ જરા જૂનો સંબંધ યાદ કરવાની ઇચ્છાથી—દરમ્યાનમાં હું તેની પાસે બેસી ગયો'તો. " પણ મોહન, તમને કૉલેજ યાદ છે ને ? કેવા એ દિવસો હતા ! પણ એવી બેફીકર ઝીંદગી હવે ન મળે. જુઓ ને, બાપુનાં કામકાજની ચિન્તા. સવારના નવથી સાંજના છ !" ને જાણે કર્મરત જીવનના સંતોષમાં મલકયા. " જગજીવનભાઇને ઓળખ્યા ? એ ' સી. આઇ. ડી. ' માં છે. ને બાપુએ જરા છાપાવાળાંની ધાંધલને લીધે એમને બોલાવ્યા છે. કાન્તાને તેં પ્હેલાં જોઇજ ન્હોતી કાં ? મેં તને લખ્યું'તું, તાર પણ કર્યો'તો. પણ બધાના જવાબમાં તમારી " દિલગીરી " !" મને યાદ આવ્યું : કેવો ઉત્સાહભર્યો એ વ્યોમેશનો કાગળ હતો ! કે "આવજે, ને એક પતિપત્ની કેવાં જોવાં ગમે એવાં હોય એ જોઇ જજે !" મારી ઇચ્છા છતાં હું ન આવી શકેલો. પણ એ સુખદ કલ્પના મને આજ, આ ઘરમાં કયાંય મૂર્ત થયેલી ન લાગી. કાન્તાબેન તો આ વસંતની શુષ્ક વ્યગ્રતાની અને ઉત્તપનની મૂર્તિ જેવાં લાગતાં'તાં. વ્યોમેશ માત્ર કારભારી. મને આગળ સંભળાયું કે " પછી તું કેટલુંક વધ્યો ?" મેં કહ્યું : " સાઇઠ મળે છે ને ત્યાં તો ઘણા છે." જરા સમભાવ, ને જરા થાક, ને જરા મોટાઇમાં : " સારૂં છે. આજકાલ એય મુશ્કેલ છે. સુખે રોટલો મળે એટલે બસ ! " " સુખે રોટલો મળે તો બસ !" એ મારી પણ ફિલ્સુફી છે. પણ વ્યોમેશનાં સુખની અને મારી સુખની કલ્પનાઓ તદ્દન જુદી લાગી. કાન્તાબેન સામું જોતાં, એ નીચું જોઇ ગયાં. દરમ્યાનમાં ચાના પ્યાલા ભરાયા, મૂકાયા ને ખાલી પણ થઇ ગયા હતા; એટલે દૂધની તપેલી લઈ એ અંદર ચાલ્યાં ગયાં.

બે દિવસ મારા કામમાં ચાલ્યા ગયા. પણ મને લાગ્યું કે વ્યોમેશ અને કાન્તાબેન એ બન્ને જુદી દુનિયાનાં છે. મને ગુસ્સો પણ ચડતો હતો કે એ લોકોમાં શા માટે મેળ નથી !

ચોથે દિવસે સવાર ખુશનુમા હતું. ફળીમાં ઉઘડેલાં મોગરો ગુલાબ, તેની સૌરભ લઇ ભટકતો દરિયાનો ઠંડો પવન, વાળેલું ફળી ને સ્વચ્છ કોમળ આસમાની આકાશમાં અંકાયલાં લીમડાનાં નવાં પાન, એ બધું અત્યંત સોહન હતું. મેં કહ્યું : " ફળીમાં ચા પીશું ?" કાન્તાબેને મારી સામે જોયું. વ્યોમેશ કહે : "મોહનભાઇ ! હજી કૉલેજની કસરતશાળામાંજ લાગો છો." પણ પોતાની વાતથી ખુશ થતાં કહે : " જરૂર પીશું ! કાન્તા, મોંઘીને કહી ચટાઇ પથરાવ તો !" કાન્તાબેનજ ચટાઈ ઉપાડતાં'તાં. એના મ્હો પર ઉત્સાહ હતો; પણ એ તરત અદૃશ્ય થયો. માત્ર આ સવારમાં હમણાંજ બપોર—એ ઉનાળો પ્રકટી નિકળે છે એવી એમની આંખો સ્થિર થઈ ગઈ. મોંઘીને કહી એમણે ચટાઈ અને ચહા વગેરે બ્હાર મૂકાવ્યાં. અમે બ્હાર ગયા. ન્હાઇને જગજીવન બ્હાર ઉભો'તો. બધાં બેઠાં એટલે બાજુમાં જોવાની પરવા કર્યાં વિના વ્યોમેશ કહે : " પાનની રકાબી મૂકાવી છે ?" શાંત રીતે કાન્તાબેને કહ્યું : " હા. " પણ એ એકજ અક્ષરમાં કાન્તાબેનની સુક્ષ્મ ટેવો—લાગણીઓ મને દેખાઇ આવી. ફૂલ જેવી નાની છતાં પ્રગાઢ સુરભિ ભરેલાં અસંખ્ય રજકણોની; જે હમેસાં નિર્મળ છે, પ્રાતઃપવનની એકજ મધુર લહરી જેને નચાવવા પૂર્ણ છે, ને ગ્રીષ્મની એકજ ઉષ્ણ લહર જેને મ્લાન કરવા બસ છે. આ જીંદગીઓ આમ નભી ન શકે એમ મને ચોકખું જણાઇ આવ્યું. પ્હેલાં પણ મેં કાંઇક જોયું'તું : આજ જોયું ને મને ભારે અણગમો થઇ આવ્યો. જગજીવન તરફ નજર જતાં એની આંખો નિસ્તલ લાગી. અન્તુભાઇ ગંભીર રીતે મલકાતા હતા. ચા પીવાઇ

રહી. વ્યોમેશચંદ્ર ન્હાવા સર્યા ને પૂછતા ગયા; કે " કપડાં મૂકાવ્યાં છે ને ?" મેં ધાર્યું " આ માણસને ઓફિસ ઘર એકજ થઇ ગયાં છે ?" અણગમા ને ગુસ્સાએ મને વ્યોમેશ તરફથી ફેરવ્યો. " આજે કિલ્લો જોવા જશું ? તમારે આજ તો કાંઇ કામ નથી ને ?" કાન્તાબેન જાણે મને નવા રસ્તા પર ખેંચતાં'તાં. જાણે કે આ બાજુ દુઃખભર્યું સુખ છે. અન્તુભાઈ ચાલ્યા ગયા હતા. " તમને ખબર હશે : કોઇને કાંઈ હેતુ વિનાની ટેવ હોય છે. નિભાવવાથી ઘણું સુખ મળે છે. " હું ધીમેથી બોલી ગયો. " હંમેશ, હરઘડી, હરપળ સાંભળી જુઓ. " જગજીવન ધીમે છતાં દુઃખથી બોલ્યો. મારી તરફ ગુસ્સો હોય તોય નવાઇ નહિ. કાન્તાબેન તો કાંઇ બોલ્યાંજ નહિ, ચાલ્યાં ગયાં. જગજીવનને મેં કહ્યું : " આપણે જાશું ને ?" જરા ચોંકી પછી સ્મિત કરતો બોલ્યો : " હા !" જરા ગંભીર થઇ ગયો પછી ફરી સ્મિતમય થઈ જતો બોલ્યો : " મોહનભાઇ ! કાન્તા અને હું, એક બીજાંને ચાહીએ છીએ. " માત્ર આટલું. એ મ્હો, એ કાન્તાબેનની યાદ, એ વ્યોમેશ, એ શબ્દો એ બધામાંથી હું બધું સમજી ગયો. મને તરતજ વિચાર આવ્યા : અલબત્ત વ્યોમેશને ખબર નથીજ. અન્તુભાઇ જાણે છે. પણ કાંઇ કોઇને કહેશે નહિ, જાણે એમાંથી કોઇ લાભ એને મળવાનો હોય. પણ પ્રેમ એ કાંઇ જુદીજ વસ્તુ છે. નિભાવવું એ નોકરી જેવું કંઇક છે. અને જગજીવન અને કાન્તા તરફ જોઇએ તો એવુંજ લાગે કે આ બન્ને કોઇ દુઃખ અને સુખની દુનિયાનાં એકલાં રહેવાસી છે. જગજીવનનો હાથ પકડી મેં આગ્રહથી કહ્યું : " આપણે કિલ્લો જોવા જરૂર જવું છે. " ને એ કાંઇ ન કરતાં બંધ જ્વાલામુખી જેવા જગજીવન અને હું માઢ મેડી ઉપર ચડયા.

હું, જગજીવન ને કાન્તાબેન ત્રણે સિધરામ જોડાઈ તૈયાર થતો'તો ત્યાં સુધી ઉભાં રહ્યાં. મૂળુએ કહ્યું : " ભાઇ, હું હાંકું ?"

ા જગજીવન કહે : "ના મને આવડે છે ને હુંજ હાંકીશ. કેમ ?"
મે છેલ્લું એણે અમારા તરફ ફરી પૂછ્યું. કાન્તાબેન પ્હેલાં અચ-
ાયાં પણ ડોકું ધુણાવી 'હા' કરી દીધી. મેં પણ કહ્યું "હોવ્વે!"
ા ખડ વેરાયું હતું એવા રાતા ડેલામાંથી અમે બળતા બપોરનાં
કદય ભણી ઉપડયાં. હાંકનારની જગ્યાએ, બ્હાર જગજીવન,
અંદર તેની પાછળની બારીમાં કાન્તાબેન અને છેક છેલ્લે બારણાં
આગળ હું એમ બેઠાં'તાં. ને ગામનાં મૂંગા ગારનાં ઘર અને છેલ્લી
ાાડ એ બધામાંથી જતા મારગની ધૂળમાં પસાર થઇ ગયેલાં
ગાડાંના ચીલા અજબ વાતો કરતા'તા. પૈડાંના ગડગડાટ અને
ધૂળમાં ચાલતો હોય ત્યારે સિગરામના પડદાના ફડફડાટ માત્ર
મૌનનો ભંગ કરતા હતા. 'આ ઘગેલા સિગરામમાં કેવાં વિચિત્ર
ઇચ્છાઓએ સળગાવેલાં ભેજાંનો સાક્ષી બનતો હું, એ ધોળા મુંગા
બળદને અજાણી જગ્યાએ જતાં સાથ આપતો હતો.' એ બધા
વિચારમાં, હું નથી, મને માત્ર દેખાય છે, એવા ખ્યાલમાં હું ડૂબી
ગયો હતો. નથીજ પૂરી થવાની એવી ટેકરિયો સમુદ્રનાં નાનાં મોજાં
જેમ અમારી સિગરામ હોડીને પાર ઉતારતી પાછળ સરી ગઇ.

ટેકરીનો છેલ્લો ઢાળ ઉતરતાં જગજીવને કહ્યું: "પેલો કિલ્લો
મોહનભાઇ !" કાન્તાબેન કહે : "તમને નથી લાગતું આપણે પૂર્વ
જનમમાં ઓળખતાં હોઇએ એવો છે !" હું સ્થિર ને મુગ્ધ આંખે
એ બન્નેનાં કાળાં માથાંની બાજુમાં દૂર એવોજ નાનો લાગતો
ભૂખરો કાળો કિલ્લો જોઇ રહ્યો. તેની તળેટીથી શરૂ થતો ખાર
દોઢેક ફર્લાંગે વિશાળ સમુદ્રમાં મળી જતો. તેનાં પાણી દિશા જેવડી
લાંબી રૂપાની લીટી જેવડાં બપોરના ઉગ્ર તાપમાં ખારનાં નાચ્યા
કરતાં મૃગજળની પાર સ્વપ્નની સત્ય જીંદગી જેવાં વિલસતાં હતાં.
આગળના ખારની સૂકી માટીમાં સિગરામ શાન્ત થઇ ગયો. ગરમ
પવન ને ઠંડો પવન એ બન્ને વારાફરતી વાયા કરતા'તા તેમાં

માત્ર, પડદા ફટાકા બોલાવતા. સીધા, કેડાના બે લીટા કિલ્લા તરફ જતા'તા.

જગજીવન બારીમાંથી અંદર આવ્યો ને કાન્તાબેન પાસે બેઠો. તેણે ઉંચી ઝાલેલી રાશને પ્હોંચવા બળદો પુંછડાં ઉલાળતા સરવા લાગ્યા. મેં કહ્યું: " તમે લોકો ચક્કર છો. મને શા માટે ઢસડી લાવ્યાં ? આ તમારી દુનિયા છે." અચાનક મૂર્ખની માફક હું આટલું બોલી ગયો. ને પછી, એ લોકો શું ધારે છે એ જોવા તેમની તરફ જોયું. મારી સહૃદય ખુશામતથી બન્ને જરા મલક્યાં. પણ, જગજીવન કહે: "કાન્તા તમને તેડી આવ્યા વિના આવવા ના કહેતી'તી." કાન્તાબેન નીચું જોઈ રહ્યાં. ગંભીર થઈ મેં કીધું: "મારે કાંઈ વાંધો નથી; મને આ બધું ગમે છે." કિલ્લો નજીક આવતો જતો હતો છતાં હવે કોઈ બોલ્યું નહિ. કાન્તાબેન અચાનક ઉત્સાહમાં આવતાં હોય તેમ જગજીવનના ગોઠણ ઉપર કોણી ટેકવી માથું ઉંચું કરી બોલવા લાગ્યાં. " મોહનભાઈ! જગજીવન ને હું બન્ને એકબીજાને ચાહીએ છીએ. નાની હતી ત્યારે હતું કે, પ્રેમ એટલે એક મધુર જીવન; જે જન્મની પ્હેલાંથી આવી કોઇ દિ' અટકતું નથી. આજ મને લાગે છે કે પ્રેમ એટલે દુ:ખ. પાસે બેઠા છતાં દૂર ભટકવું ને એકબીજામાં નથી મળ્યાં છતાં એકજ હોવું. છતાંય દુ:ખ ને અગ્નિ.' જગજીવન મહા મ્હેનતે બોલતો હોય એમ બોલ્યો: " ને ધારો કે તમે ન હો, ને હું કાન્તાને ચુંબન કરૂં તો મને દુ:ખ થાય. આવો વિચિત્ર પ્રેમ મેં કલ્પ્યો ન્હોતો. છતાંય ઘણાંય વખતથી ઓળખું છું એમ આજે લાગે છે. મને લાગે છે. અમારે બેયે વ્હેલાં ટોલી જવાનું છે." કાન્તાબેન ફરી નીચું જોઈ ગયાં. મને લાગ્યું કે એ રડે છે. જગજીવન તો કલ્પનાનાં રાજ્યમાં ભટકતો'તો. મેં કહ્યું: "આવી વાત મારી પાસે ન કરશો. હું તો તમને મુરખજ ગણીશ. ઘણાંય એમ કહે છે કે, 'અમે

વ્હેલાં મરી જશું' પણ એ નકામી નિરાશા છે. કાંઇ કરવું જોઇએ. ઇચ્છાઓ માટે જીવવાની તાકાત એજ સાચી વસ્તુ."

આ બધું બોલી રહેતાં મને લાગ્યું કે, હું છોકરો થતો જાઉં છું. આ બન્નેનાં આકર્ષણમાં સપડાયો છું. મારો બાળમિત્ર વ્યોમેશ, એને હું ભૂલું, એનીજ વિરૂદ્ધ વર્તું, એ મારી હીન વૃત્તિ છે. અને છતાંય મારાથી કહ્યા વિના કેમ રહેવાય ? જે હું માનતો હોઉં, જે વાત સ્વતંત્ર પ્રસરેલી ધરતી સમજાવે છે, એ હું મારા હૃદયને ઠોકરે લગાવીને પણ કબૂલી લઉં ! છતાં— આવી તો ઘણી વાતો— ગરીબો હોવાંજ ન જોઇએ વગેરે, હું માનું છું છતાં દરકાર કરતો નથી. પણ, એ તો કાંઇ કરી શકાય એમ નથી. આ બે જણાં સુખી થાય તેમાં જગત ભવ્ય બનશે, મારે કાંઈ સ્વાર્થ નથી. ને વિના કારણ, આ સહાનુભૂતિ મારામાં છે એવો આનંદ મને થવા લાગ્યો.

કિલ્લો આવી પ્હોંચ્યો. વિશાળ, જુનો, અર્ધો પડેલો. થોડો ચઢાવ ચઢી અમે અંદર વળ્યાં. હું મારા આનંદમાં, એ એમનાં પ્રેમનાં સ્વપ્નમાં. સિગરામ તો વડ નીચે એનાં પોતાનાં ભૂત જેવો ચાંદરડાંમય ઉભો હતો. બળદ પણ જાણે આ ચિત્રણામાં પત્થર મૂર્તિ બની ગયા. લગભગ આખો કિલ્લો ભાંગેલો હતો. એક બાજુ એક ઓરડો સમરાવેલો હતો અને ઓટલાની ઓસરી કરી નાખેલી હતી. એટલું નવું ને સાફ હતું ત્યાં જઈ અમે બેઠાં. દરિયાનો ભીનો થંડો પવન ઘડી બંધ થઈ જતો ને ઘડી વેગે, કિલ્લાના ચોગાનના ઘટાદાર વૃક્ષને ગજાવતો ભરતી જેમ તાલબદ્ધ વધુ ઓછો આવ્યા કરતો. આ મધુર વિસામો હતો, ને તડકાએ ખેંચેલી અમારી આંખો જરા સ્મિત કરવા લાગી. "અરે હું ભૂલી ગઇ, જાંબુ ને ચીવડો સિઘરામમાંજ પડયાં રહ્યાં. જગજીવન લઇ આવો ને !" જગજીવન કહેઃ "માળું, ફરી જાવું પડશે ! બૂટ તો મેં કાઢી નાખ્યાં.

પણ કાંઈ નહિ, આમેય મારે બળદ છોડવા છે." ઉઘાડે પગે એ દોડવા માંડયો એટલે મેં કહ્યું. "હું લઇ આવું!" પણ ભાઈ સાહેબ તો બળદ છોડવાનું કહી દોડી જ ગયા. કાન્તાબેન કહે "એ કરવા એ તૈયાર છે પણ એટલું બધું બતાવે એ કોઇ દિવસ ઢીલો થાય ત્યારે?" કાન્તાબેન મારી સામે ફરી કહે: "તમે શું વિચાર કરો છો? મને એને કામ ચીંધવામાં બહુ મજા પડે છે. મેં એને પૂછી જોયું તો એ કહે: 'મને ચીડ ચડે છે; પણ ક્યેં જવાનો.' મેં કહ્યું 'શું કામ?' તો કહે: 'તું મને એટલો વખત આઘે મોકલે છે!' મેં કહ્યું: 'તું આઘે જાય ને ફરી પાસે આવે એ જોવામાંજ મને ખૂબ સંતોષ થાય છે.' એટલે એ......"એ અટક્યાં. જગજીવન દોડતો આવી પહોંચ્યો અને જાણે વાત ચાલુ કરતો હોય એમ કહે: "પછી મેં તને ચુંબન કર્યું, ખરૂં કે નહિ?" હું તો આભોજ બની ગયો અને "આપણે અહીં નથી બેસતા!" કહી ઊભો થઈ ચાલવા લાગ્યો. નફ્ફટ બનતો જગજીવન કહે: "જાંબુ ચીવડો નથી ખાવાં?" મેં જતાં જતાં બૂમ પાડી: "મારે કિલ્લાની પાછળની જગ્યા જોવી છે. પછી!" પાછળના ભાગમાં દરિયાનો ભીનો પવન પૂરા ઝપાટા લગાવતો હતો. ભીંતો તદ્દન પડી ગયેલી ને તેનાં બાંકોરાંઓમાં અને કોઇ જર્જર બારસાખમાં પવન ગાજતો ફરી વળતો, ઝીણી ઝીણી કાંકરિયો ઉડાડતો. અહીં હું એક ચૂનાના ઢગ ઉપર બેસી ગયો. સખત તડકો મને બાળી રહ્યો હતો, છતાં, ભીના ઠંડા પવનને લઇ હું વિચારમાં બૂડી ગયો:—

આ બન્નેનું શું થવાનું હતું? આમને આમ કાંઇ ચાલ્યા ન કરે. જગજીવનને પણ મારી પ્હેલાં એક દિવસ વ્હેલુંયે ઉપડવાનું છે. શું કરશે? કાન્તાબેન એની સાથે જશે? ના. વ્યોમેશ! એને આવા થંડા

થવાની શી જરૂર હતી ! ને હતી તો કાંઈ પત્ની ઉપર બધાંની માફક અભાવ પડાતો હશે ? માણસ કેવી રીતે ફરી જાય છે ? એક તેજસ્વી યુવાન, આમ ઘરેડમાં પડી વિચારોનું અને વ્યહવારનું નાનું વર્તુલ બાંધી જીંદગી દોરતો થઇ ગયો. પણ, કેટલીક વખત એમજ બનવું જોઇએ. એ ન બન્યું હોત તો કાન્તાબેન અને જગજીવન મળતજ શાનાં ? છતાં જ્યાં હૃદય હૃદય તરફ પ્રબળ વેગે વળતાં નથી ત્યાં, ગમે તે કલ્પનાઓ સંકુચિતતાઓ, રૂપ, દ્રવ્ય, બુદ્ધિ ને કદાચ લાગણી પણ નિરૂપાય છે. દોરવું કે બળપૂર્વક ફેરવવું હીન મનુષ્યોજ કરે : માલિકી ! ખરેખર એ અજબ વૃત્તિ છે ! એ દરેકમાં હોય છે. છતાં એ ન હોય એ સંસ્કાર છે ! કે સફાઇથી દબાવે એજ સંસ્કાર છે ? જગજીવન અને કાન્તાબેનનો સંબંધ તેને અજાણ્યો છે—જાણે તો ? તો પણ શું ? એ બન્નેનો પ્રેમ કઇ રીતે અયોગ્ય છે? માત્ર કાન્તાબેન વ્યોમેશને પરણ્યાં એટલે ? —એ પરણ્યાં શા માટે, જો પ્રેમ ન્હોતો ? ઘણીવાર માણસને પરણવું અને પ્રેમ એ બન્નેનો સંબંધ હોય એ ખ્યાલ પણ નથી હોતો. વ્યોમેશ ન ગમતો હોત તો એ ના ન પાડત ? પણ સાધારણ ગમવું અને પ્રેમ આપવો ?

એકજ માણસ સાથે જીંદગીભર સંકળાઈ રહેવામાં કેટલી મુસ્કેલીઓ છે ? એ તો પ્રેમનાં પૂરમાંજ મુસ્કેલીઓ નહિવત કરી ડુબાવી અને સાથે જીવી શકાય. આ પ્રેમ એ શું છે ? કાન્તાબેન અને જગજીવન એને દુઃખની વ્યાખ્યા આપે છે. હું કહું છું એ આળસુની પ્રવૃત્તિ છે. ભૂખે મરતાંમાં પ્રેમ નથી હોતો ! છતાં આ બન્ને વચ્ચે આ સળગતા દિવસમાં, શુષ્ક ધરતીમાં, ને ખરેલાં પાનડામાં મળી ગએલું એવું કાંઇક છે, એવું તો મને લાગેજ છે ! વ્યોમેશ અને હું મિત્ર હતા—બન્ને અધકચરા વિચારોમાં આજે પકવ—રૂઢ વિચારોમાં અમે જુદા છીએ—જગજીવન,

કાન્તાબેન, એ કોઇને હું ચાર દિવસ પહેલાં ઓળખતો પણ નહિ : આ બે દિવસમાં આટલો સંબંધ: એ લોકો છૂટ માગે છે ને મને મિત્ર બનાવે છે. એથી ઉંડો જાઉં તો—એમના પ્રેમને વર્તમાન સ્થિતિ વિષમ બનાવે છે, એને ન્યાય્ય ગણાવવા એ લોકો મને મિત્ર બનાવે છે. ને હું નવાં આકર્ષણમાં જુની ઓળખને માત્ર વિચારોના ફેરને લઇ, ભૂલી ચાલ્યો જાઉં છું : આ ગોટાળા ભર્યા ખ્યાલોને કાંઇ સંબંધ ન હોય એવી અમારી મિત્રાચારી ચાલી જાય છે. આ કુદરતની અંદર—આ ગામડાં જેવી વિજનતામાં અમારાં જુનાં મિત્ર હોવા વિનાનાં મ્હો હું કલ્પી શકતો નથી. હું વિચાર પૂરા કરતો ઉભો થયો, તો, તડકો સ્હેજ ફિક્કો પડયો'તો. પવનના ઝપાટા હજુ એવાજ કે વધુ વેગે ઘુમતા'તા. દૂરના સમુદ્રના લીટા તરફ નજર કરી હું વળ્યો ને પાછો ગયો.

ઓસરીને છેડે કાન્તાબેન, અને નીચે પગ આગળ પગથિયે જગજીવન, બન્ને ગંભીર થઇ બેઠાં'તાં. શુષ્ક ફિક્કાં લાકડાં લાગતાં મ્હો પર કાળી લટો પવનના ઝપાટામાં ઉડતી'તી; હોઠ બીડાયા'તા દ્રઢતામાં, ને જગજીવન, એના ગોઠણ ઉપર હાથ મૂકી તેના ઉપર પોતાની હડપચી ગોઠવી કશુંક કહેતો હતો. ભેજવાળા ખારા પવનમાં તેના મૃદુ સીધા વાળ વિખાઇ ગુંચાઇ ગયા હતા. કાન્તાબેનની આંખો પણ દૂરના રૂપેરી લીટા ઉપર હતી. હું ગયો તે એ જાણી ગયાં એમ લાગ્યું. કારણ એના હોઠ હલ્યા, અને જગજીવને, વાળ સરખા કરતાં પાછળ મારી તરફ જોયું; ને "આવો" કહેતો, ફરી ખાસ, કાન્તાબેનના પગ આગળ ભરાઇ ને હડપચી ગોઠવવા લાગ્યો. હું સીધો ગયો અને બન્નેના ચ્હેરા સામે જોઇ શકાય એમ, પાસે પગથિયાં પર વચમાં બેસી ગયો, ને પૂછ્યું. "તમે લોકો શું કરવાનાં છો ?" બન્ને જણાં જરા ચોંકયાં. કાન્તાબેને કહ્યું: "જગજીવન જાય છે ને હું અહીં છું. કાંઇ વધુ નહિ. જેમ પ્હેલાં હતું એમજ." જગજીવન

કાંઇ બોલ્યો નહિ, માત્ર એની નિસ્તલ નજર મારા ખભા ઉપર ચોંટી રહી'તી. છતાં મેં તેને પૂછ્યું: "અને તમારો પ્રેમ?" એણે એમજ રહી, માત્ર હોઠ હલાવી, ઉત્તર આપ્યો: "અમને સળગાવવા વિના કશાં વિશેષ માટે નહિ. મેં કાન્તાને આજે કહ્યું, જેમ ઘણીવાર કહ્યું છે કે, 'આપણે આ બધું છોડી ન્હાસી જઇએ.' 'કયાં ?' એ ધીમેથી પૂછશે ને મનેજ લાગે કે, કયાંય જવાનું નથી. મારા ગયા પછી કાન્તા એજ ઘરમાં રહેશે જાણે એ પ્રકાશમાં હસી ઉડતું ને પૂરાયેલાં પંખીનાં નિયમિત વર્તનથી કાળું થઇ જતું પિંજર: એની અમરતા. અને હું રખડીશ પ્હેલાંની જેમજ. માત્ર અમારા બન્નેમાં એક ફેર હશે ને એ મૃત્યુની વાટ જોનારાં ગંભીર માણસો હોવા પૂરતો." "પણ તમે બન્ને, શા માટે આટલાં ગંભીર થાવ છો ? તમે બન્ને યુવાન છો. વિશાળ દુનિયા છે. અને મિત્રો પણ મળી રહેશે." ખિન્ન, અતિ ખિન્ન બન્ને મારા સામું જોઇ રહ્યાં, જાણે હું બાળક હોઉં એમ, છતાં, ત્યાં સ્મિત ન્હોતાં અને એજ વખતે મને લાગ્યું કે માણસ એટલે એની આંખો, શબ્દો નહિ, વર્તન નહિ, માણસની આંખમાં એક ક્ષણમાં હજારો સુખ દુઃખની દુનિયા પ્રકટાય છે અને વિલાય છે.

મને લાગ્યું કે એને વધારે દુઃખી કરવા સિવાય, મેં કાંઇ આ પૂછવાથી, ઉમેર્યું નથી. મારી દેખાડેલી આશાઓની અથડામણથી એમની માન્યતા વધુ તીવ્ર અને જાગ્રત બને છે. મેં મૌન ધર્યું. માત્ર એ દરિયાના પવનમાં બપોરને અન્તે–રોંઢે તડકામાં, જુના–ભુખરા કિલ્લામાં, એ બન્ને હોઠ દબાવી વાળને ઉડવા, વિખાવા દેતાં બેઠાં'તાં. ને દુનિયા દોડતી હતી.

પછીથી કોઇ દિવસ મેં એમને એમનાં જીવન વિષે પૂછ્યું નહિ. માત્ર આ કરુણ જીવનમાં મધુરતા હોય એવાં, ફરતાં વાતો કરતાં, ભવિષ્યને અવગણતાં એમનાં, વર્તમાન વિના સર્વ કાળ ઉપર પડદા ઢાંકેલાં, મનનાં જીવનને જોયા કર્યાં.

એક દિવસ જગજીવનજ વાતોએ ચડયો. સાંજ અદ્‌ભૂત લાલ હતી; લીમડો ધીમેથી ડોલતો હતો, અમે માઢ મેડીની બારીમાં ઉભા'તા. ને જગજીવને કહ્યું: "આ એક શોધ છે." "શું?" મેં સામું પૂછ્યું. "એ ખબર નથી. કદાચ સૌંદર્ય, કદાચ પ્રેમ, કદાચ વિજય, અમરતા; પણ બધી વૃત્તિને અંતે આની ઉભનાં એકજ પ્રકારનાં દુઃખથી એ એક છે એટલું મને લાગ્યું છે." હું કાંઇક સમજ્યો. એની અને કાન્તાબેનની 'દુઃખ'ની વાત યાદ આવી. પણ હું હજી વધુ વિચારૂં ત્યાર પ્હેલાં એ બોલવા લાગ્યો : "હું અત્યારે જેવો શાંત લાગું છું એવો ન'તો. જે મન ફાવે તે કરતો. કેટલી મુર્ખાઇ મેં કરી છે! કેટલીક મધુર બીજી ખરાબ, ભયંકર: પણ મને કાંઇ ખબર ન'તી, જ્યાં સુધી મેં એને મરતી ન જોઇ." "કોને?" મેં પૂછ્યું. "સુભદ્રાને" એણે ધીમેથી, બહુજ ધીમેથી કઠોર અવાજે કહ્યું. (તમે સુભદ્રા ઉપરનો પત્ર પ્હેલોજ જોયો છે.) "પણ જીંદગી જુદી રીતેજ ચાલે છે" એના અવાજમાં આંસુ હતાં. "કાળી આવી અને ગઇ. પછી હું રખડતો થયો.—બજારોમાં" તેણે ઉમેર્યું.

કાળી કોણ એ મને પાછળથી ખબર પડી પણ વાત સમજાય એ ખાતર હું અત્યારેજ કહી દઉં છું.

સુભદ્રાને છોડીને એ પોતાને ગામ પાછો આવ્યો ત્યારે એણે યુવાન કાળીને જોઇ. ભરવાડનાં કાળાં ને ગુલાબી ગુંથણીનાં વસ્ત્રોમાં:—નીચે લપેટેલું થેપાડું, આભલાં ઝગકતું કાપડું, અને રાતી ઊન ગુંથેલી ઓઢણીમાં તેનો કોમળ ગોરો દેહ અદ્‌ભૂત મસ્તીથી વ્યકત થતો. શણગારમાં ગળાની હાંસડી અને હડપચી ઉપરનું નીલ છુંદણુંજ માત્ર હતાં. તેના સ્વભાવને અને શરીરને યોગ્ય નિશ્ચિત ડગ દેતી ઝડપવાળી ચાલ હતી. ચાર વરસની વાછડીનો ખ્યાલ આપતી આ કાળીની કાળી મોહકતા ભરી આંખોમાં ઉછાંછળો જગજીવન ભાન

ભુલી ગયેલો. કાળીની જીભ હમેશાં વાતો કરવા તત્પર રહેતી અને જગજીવન ઓળખાણ અને તરતજ સહજ રીતે પ્રેમમાં ડુબી ગયો. તેનો વર સાવ દુબળો ને દમીઅલ હતો. કાળીએ જગજીવનને ખાસ નોતર્યો એટલે એ ત્યાં જવા આવવા લાગ્યો. કાળીના વર દેવાએ આંખ આડા કાન કર્યા. પણ દોસ્તદારોની ભંભેરણીથી પોતાની અશક્તિ જાહેર થવાની બીકે તોફાન કરવા તૈયાર થયો.

આથી જગજીવન કાળીની સાથેજ અચાનક રહેતો થઇ ગયો:—દેવાની એક ગાય હતી. રંગે કાબરી, નામે કાબરી, સીધાં અણીઆળાં શીંગડાંવાળી, અલમસ્ત, હાથ માથે મૂકીએ તો લપટી જાય એવી. ભુરાંટી થઇ તો પૂછવુંજ નહીં. ગમે તેને શીંગડે ચડાવે. આ બધા જુવાનીઆઓએ એક રાતે નક્કી કર્યું કે તેમણે ભેગા થઇ જગુ સામે કાબરીને ભુરાંટી કરી નગડવી. નિશ્ચિંત એ ચાલ્યો આવતો હતો. રાતના દસેક થયા હશે. ભરવાડપામાં પેસતાં એક ગલી વટાવી એટલામાંજ ત્રણ ચાર ભરવાડ યુવાનો સપાટાબંધ જુદાં જુદાં ઘરમાંથી નીકળી તેની પાસે થઇ વહ્યા ગયા. નવાઇ તો તેને હતીજ નહીં પણ કાંઇ બનાવની કલ્પના તેને આવી ચૂકી. તેના હાથ ખાલી હતા—જો કે કોઇવાર એ ગજ જેવડો લાંબો સોટો રાખતો. તોપણ એ ચાલ્યો. બીજી ગલી વટાવતાંજ તેણે સામેથી ઝાંખા ફાનસનાં અજવાળાંમાં એક ગાયને ચારે પગે કૂદતી, પૂછડું ઉરાડતી, ભાંભરતી, સામી દોડી આવતી દેખી. પછવાડે હોંકારા કરતા જુવાનો હતા. ગલી બહુ સાંકડી હતી. પડખાભેર થઇ જવાય એવું બારણુંય ન્હોતું હવે તો જે બને તે કરવાનું હતું. જુવાનો ભુલથી જગજીવનને દેખી હોંકારા પાડતા બંધ પડી ગયા. તેને આવતો દેખી ગાય પણ ટાઢી પડી હોય તેમ ધીમે ધીમે ચાલવા લાગી, પણ તેની પાસે આવતાં, દસેક ડગલાંથી એકદમ સામી દોડી. પણ હવે લાંબી દોડનું જોસ ન હતું. ગાયનાં શીંગડાં તેના પેટને અડયાં હોત એજ વખતે તે અત્યંત સ્ફુર્તિથી ખસી ગયો.

પણ ગાયમાં જાણે માણસની લુચ્ચાઇ આવી હતી: તે પણ એકદમ પાછી વળી. પણ સ્ફુર્તિમય જગજીવને એ પાછી વળતી હતી એજ વખતે તેનાં શીંગડાં પકડી લીધાં અને વળતી ગાયને એમજ પાછી વાળી, પેલા યુવાનો તરફ ચાલવા લાગ્યો. આની કોઇને કલ્પના પણ ન હતી. ટોળાંની પાછળના યુવાનો આંખ મીંચાય એટલી-વારમાં અદૃશ્ય થઇ ગયા. આગળના યુવાનો ઉપર એકદમ પૂરૂં બળ વાપરીને એણે ગાયને ધક્કો માર્યો. ગાય પ્હેલાં યુવાનો ઉપર અને પછી રસ્તાના અને મકાનના ખૂણાથી ઉંધી ખોસેલી તોપ ઉપર જઇ પડી ને ત્યાંજ પડી રહી. તેનો પગ ભાંગી ગયો હતો. પડેલા યુવાનોમાંથી એક જણો માંડ માંડ ઉભો થયો. બીજા તો કમાનની જેમ ઉછળી ભાગી ગયા હતા. એ કાળીનો વર, તેને ઉભા થવામાં મદદ કરી જગજીવન કહે: "કેમ આજે શૂરવીરમાં શૂરાતન ફૂટયું?" પેલો શું જવાબ દે. પોતાને નહિ મારે એની તો ખાત્રીજ હતી. બન્ને મુંગા મુંગા ચાલવા લાગ્યા. થોડી વારે દેવો એકદમ બોલી ઉઠયો:— "કાળીને મૂકી દો!" "કાળી મને મૂકશે? બીજાને નહિ બોલાવે?" જગજીવનનો એ જવાબ હતો. બન્ને-જણા પોતાનુંજ ઘર હોય એમ કાળીના ઘરમાં ગયા.

"ઓ હો! આજે તો કાંઇ સોનાના સૂરજ ઉગ્યા?" કાળીએ આવકાર આપ્યો. તે અજબ હતી. તેની હિંમત ગમે તે સંજોગોમાં અચલાયમાન હતી. જગુ કહે: "આજ તો રાતનો ને વળી કાબરીનો સૂરજ ઉગ્યો'તો." કાળી હસી. એને બપોર વખતની ખબર હતી. તેણે ધાર્યું હોત તો જગુ સાવચેત રહ્યો હોત. પણ કાળીની ધારણાઓ ઓરજ હતી. જોખમની તેને પરવા ન્હોતી. તેને તો જે કામ હાથમાં લીધું તે કરવાની ટેવ હતી. સઘળી જાતનાં જોખમ તે ધારી લેતી અને સામે થવા આતુર રહેતી. તેને જગુને ખબર આપવા કેમ ગમે? "પણ, તને તો ખબર હતી એમ લાગે છે? મને કીધું કેમ નહીં? શીંગડાંયે

ઉડાડયો હોત તો ?" "તો ચાકરી કરત, આજ ખાટલા ઉપર. ઘર મારા બાપનું છે, દેવાનું નથી. ઘરકામ કરતાં ઢોરને હું એકલી સાચવું છું, ચારવા સારૂ કોકને રાખી લેત, હવે છે કાંઈ ?" "પણ એટલું બધું શું કામ કરવું ? કહી દીધું હત તો બીજો કાંઈ ઉપાય કરત." "જો હવે વધારે ગડબડ કરીશ તો મારે તારી હારેય વઢવાડ થાશે. એવું કરૂં તો મેં તે કેવો ગોત્યો એમજ થાય." કાળી આટલીવારે પહેલીજવાર શરમ કે ક્રોધથી નીચું જોઈ બોલી. જગુએ વાત ફેરવી કહ્યું. "લે ત્યારે, અમને બેયને અકેકી લાકડી દે; અમે ફળિયામાંજ પતાવીએ." વાત હસવા કરતાં શું કરવું એ બાબતની વધારે હતી.

ગમે તેમ પણ, એ વાતનો સીધો અંત આવ્યો હતો. જગુએ કાળી હારે રહેવા માંડયું'તું. ને દેવો પોતાને ગામ વહ્યો ગયો'તો. છતાં જગુની અનેક પ્રણયલીલા અટકી ન્હોતી. કાળીની છૂટ હતી. તેણે પણ જાહેર કર્યું'તું કે, "હુંય વીસ પચીસ ભાયડા ગોતીશ." પણ કરેલું કશું નહિ. જગજીવનનાં શરીરને સંતોષતી, ઘરકામ ન હોય ત્યાંથી ગોતી કર્યા કરતી, એકજ વરસનો સહવાસ આપી, અન્તે એક દિકરાને જન્મ આપી તેની સાથેજ તે મરી ગઈ.

મને યાદ છે:—જગજીવને કહ્યું'તું: "તમે માનો છો મોહનભાઇ ! રૂપનું અને તેય સ્વતંત્ર મનવાળાં રૂપનું આયુષ્ય ટુંકું હોય છે ?" કાળીના મૃત્યુથી જગજીવનને બહુજ દુ:ખ થયું હોય એવું મને નથી લાગ્યું. પણ એટલું તો ચોક્કસ કે એ જરા વિચારવાન થયો અને માત્ર શરીરના સંબંધો તેણે બંધ કર્યા. અને તેણે જેમ કહ્યું તેમ તેનાં દુ:ખે તેને રખડતો કર્યો:—

"બજારોમાં–મારૂં કામ મને નીરસ લાગવા માંડયું. દરરોજ ઘેર વળતી વખતે અત્યંત ગમગીની હું અનુભવતો, અને જો કાંઈ સાંત્વન

હોય તો માત્ર બજારોમાં, અનેક લોકોને જોતાં વિચારો ભૂલી જતાં ભટકવામાં. અને એમ એક દિવસ હું બજારમાંથી સ્ત્રીઓના બજારમાં જઇ ચડ્યો. મનને એ ગમતું'તું. છતાં જો મને ખબર હોત કે ત્યાં ખરેખર શું હોય છે તો હું જાત પણ નહીં. તોયે ગયો એ પણ ઠીક થયું......ખાસ તો એ.....મારા વર્તનોનું પરિણામ જોવા .....

"દીવાઓ સળગતા'તા અને ચ્હેરાઓ ભટકતા'તા. એવોજ એક હું દાદર ચડી ઉપર ગયો. છેલ્લે પગથિયે ભૈયો બેઠો'તો. મને ઓળખતો હશે કે કેમ, પણ મારગ કરી આપ્યો: આગળનો ઓરડો ખાલી હતો, પણ પાસે બારણું હતું ત્યાંથી એકદમ ચીસ જેવો અવાજ આવ્યો:— "ઇસકો કયું અંદર આને દિયા ? ભૈયા ! યે જવાન કો બહાર નિકાલ દો ! યે જાયગા જવાનો કે લિયે નહીં હૈ !" હું સાંભળીને ભૈયાને બેસવાનું કહી અંદર જોવા વળ્યો, તો, સામે અરીસામાં એક ગાદી ઉપર એક આધેડ ઉમ્મરના શેઠ સાથે ફસડાઇને એક ફિક્કી સ્ત્રી પડી'તી. આ શબ્દો અને આ ફિક્કાશ મારાં મન ઉપર ચોંટી ગયાં; ફરી ભૈયા તરફ નજર કરી હું અંદર ગયો : શેઠ ગુસ્સે થઇ ગયા: "અરે ભૈયા ! ઇસકુ બહાર નિકાલો!" મેં કહ્યું: "શેઠ સાહેબ ! આપ જેમ આવ્યા છો, એમજ હું આવ્યો છું. ને આવી માંદી છોકરીને મારી નાખતાં શરમ નથી આવતી ?" હું એ કહેતાંજ છોકરી તરફ ફર્યો: પણ આ શું ? એ છોકરી ન'તી! એજ–એજ સુભદ્રા ! જીવનની પ્હેલી માધુરી ! નવપ્રભાતમાં જોયેલી કળી, આજ આ દીવાના ઝગઝગાટમાં સ્થિર આંખે મારી સામે જોઇ રહી છે. ને એજ સાથે દૂખ એનું જીવન હુંજ હું–હતો. હવે કોણ છે ? આ સ્થળ ! ભૈયાને અનેક બૂમો પાડી શેઠ નાસી ગયા. હું તેને જોઇ રહ્યો હતો. "પણ, પણ" એમ મનમાં ગણગણતો'તો. ન સમજાય એવું કાંઇ...કાંઇ ન્હોતું. આમ મળવાની નવાઇ હતી છતાં હું બીજી કઇ રીતે કઇ સ્થિતિમાં

એને જોવા માગતો'તો ? મેં તજી દિધેલી એ એકલી રોતીજ–હમેશાં ? દૂખ દૂખ ખૂબજ દૂખ. અસહ્ય દૂખ હૃદય ચીરી નાખતું. ગુનેગારનું દૂખ પ્રેમીનું – અરે દૂખજ – સાચેજ સુભદ્રાને હું ચાહતો હતો અને હજી ચાહું છું. ને હું એકદમ પાસે દોડી ગયો. "સુભદ્રા ! હું તને ચાહું છું હજી." કેવી મૂર્ખાઈ–શું બોલ્યો ? હજીયે સ્થિર આંખો છતાં મને હવે ન જોતી; મને કહે: "હમણાં જરાક આઘા બેસો. પછી તને વાત કરવાની છે." એજ સ્વર પણ ખાલી–ખાલી. છતાં મને નવાઇ ન લાગી. એ ફિક્કો, હૃદયને કોઇ કોરી ખાતું હોય એવો ચ્હેરોજ મને આઘો બેસાડી શકે.

અનેક પળો પછી એણે કહ્યું : "ચાંદી......ચાંદી ને પરમો ! જગુ તું આઘોજ રે'જે ! નહિતર તુંય માંદો પડશે." હું ક્ષણભર શાંત ટાઢો બીતો રોતો ગુનેગાર થઇ ગયો. પણ ક્ષણભરજ. ન સહન થાય એવાં દૂખને પણ મનમાંજ રાખી મેં પૂછયું : "દવા કોની કરે છે ?" "ના" જ સાંભળવાની હતી, અને સાંભળી : "ના, અને આમ ખૂન કર્યું હોય એવું મોઢું કર માં !–તને ખબર ન'તી કે તારા વિના મારૂં શું થશે, પૈસા વિના શું થશે. જીંદગીનો કંટાળો, ભૂખ અને અપમાનને લીધે મેં આ શરૂ કર્યું. હું તને કહી દઉં છું :– તું આવશે એવી આશા ન'તી; ઇચ્છા હતી; ખૂબજ, જગુ ! એક વાર જો તારી ડોક ફરતા હાથ વિંટાળી શકું ! હૃદયમાં સમાઇ શકું ! હોઠમાંથી શાંતિ પી શકું ! તો મોતનીય બીક ન રહે ! મને મોતની બીક લાગે છે. કયારે કયારે કેમ આવશે એની, હું મરી જઇશ એની નહીં, આમેય અસહ્ય છે જગુ ! મેં રોજ એમજ ધાર્યું છે કે તું મને ચાહે છે. તું એ કાગળ લખી ન ગયો હત તોયે માનતજ–ઓ જગુ ! શું કરૂં !" તકિયા ઉપર માથું પછાડી એ રોવા માંડી. હું કાંઇ બોલી શકયો નહીં–ને જીંદગીને આવી રીતે સળગાવી દીધા પછી શું બોલવાનું

હતું ?– સ્થિર બેસી રહ્યો. મૂંગું રોઇ લીધું. હૃદયમાં–ગુનેગાર છતાંય ચાહતા હૃદયમાં એવી ઇચ્છા હતી કે, એકવાર સુભદ્રાને હૃદયમાં લઇ લઉં, અંદર સમાવી દઉં, ઓઢે ધરૂં ને સાથેજ ચિતામાં સળગી જઇએ. જે જીવન શરૂ કર્યું, એ મારે હાથેજ પૂરૂં કરૂં. પણ એ એકદમ ઉભી થઇ બોલવા લાગી :–"એક વચન આપ જગુ !" "શું ?" એમ પૂછ્યું. "આપું છું" ઉમેર્યું. કાંઇ નથી આપવાનું નથી, એવું ધારીને. "મને અડતો નહીં. મને ચુંબન કરતો નહી" મને ઝડપબંધ વિચાર આવ્યા : આ ભાર ! અડીશ નહીં, પણ મરી શકીશ–" ને આપઘાત ન કરવો." મેં વચન તોડયું–એકદમ હાથ પકડી લીધો ને કહ્યું:– "અડયા વિના નહિ ચાલે. દવા કોણ કરશે? સુભદ્રા ! મને હજીય મૂરખ માનીશ ?"

પણ આ વાત આટલેથીજ અટકાવું છું. મારાથી સહન નથી થાતી. થોડાજ દિવસમાં દવા લેતી ચોપડાવતી છતાં, માત્ર,– "તને મળી એ પ્હેલાં કરતાં પણ–અરે, જીવનનું મોટું સુખ છે" એજ સંતોષ કે સુખ એનાં જીવનમાં પામી, સડેલી, એ મરી ગઇ.

મેં કહ્યું: "જગુ ! જગજીવન ! તમે રોવા માંડયા ?" એ નીચે બેસી ગયો. બ્હાર અંધારી રાત્રીમાં અસંખ્ય તારાઓ ઝબકતા'તા. હું પણ પાસે બેસી ગયો. એણે ખૂબ રોઇ લીધું. માણસની જીંદગી શેને લીધે ટકે છે ? હું વિચારતો'તો. મળેલું એક દુ:ખ સુખોને નાનાં કરી ભૂલાવી દે છે. મળેલું એક સુખ દુ:ખોને મોટાં સ્વપ્ન કહી ભૂલી જાય છે.–સુખનાં સ્મરણોથી–સુખનાં માધુર્યનાં જ્ઞાનથી–એનીજ આશાથી દુ:ખ સહ્ય બને છે. અજાણ્યે પણ હૃદય જાણે છે કે સુખ અને દુ:ખ, દુ:ખ અને સુખ, વારા ફરતી આવે છે. ને એથીજ બન્નેની અતિશયતા મારી નાખે છે.

મેં, ' સુખ માણ્યું છે ' એવા જગજીવનને દુઃખમાંથી પસાર થઇ ' સુખની લાયકાત મેળવું છું ' એમ કલ્પતો, એથીજ જીવી શકતો જોયો. મેં જોયું કે તેને વેશ્યાઓની સંસ્થા વિરૂદ્ધ જીવવાનો રસ મળ્યો. મેં જોયું કે શરીરની ભૂલોને સુધારવા એ તપસ્વી થયો. મેં જોયું કે પોતાને વધારે, ઊંડા – આનંદ – સંતોષ – કૃતકૃત્યતામાં માનતો જગજીવન મૃત્યુ ઓળંગી નવા જીવનમાં (અને કેટલાં માણસો કેટલી વખત જીવનમાં મૃત્યુ પામે છે ? અને વધારે સારાં અથવા વધારે ખરાબ જીવનમાં પ્રવેશે છે ? અલબત્ત, પેલાંમાં પૂર્વજીવનનો ખ્યાલ નથી હોતો; આમાં પૂર્વ મૃત્યુનો) પ્રવેશ પામ્યો.

બીજે દિવસે ચહા પીધા પછી બપોરે મેં જગજીવનને પૂછ્યું: " તમને થોડુંક પૂછવું છે ?" એ મારી સામે જોઇ રહ્યો– જાણે કોઇ પ્રિયતમા હૃદય લઇ અને પાછું આપતી હોય ત્યારે કોઈ પ્રેમી જોઇ રહે એમ. હું હસી પડયો–મેં કહ્યું : " તમે બહુ ગંભીર છો.– તમે આ નોકરી કેમ લીધી ?" શાંત, તેણે જવાબ આપ્યો : " દલાલોને પકડવા. " ને જાણે કોઇને વિષે વાત કરતો હોય એમ એણે કહેવા માંડ્યું કે, " મને એમાંય એકલા થાક લાગ્યો : દુનિયામાં વ્યભિચાર ઘણો વધી ગયો છે : મને નિરાશા મળી–હું તો કાંઇજ કરી શકું એમ નથી. પણ આપણે સારા રહેવું–જેટલું બીજું થાય એટલું કરવું : અત્યાર સુધીમાં મેં ૭ મોટી ટોળીને પકડાવી છે. પણ અહીંઆ છાપાંનો– ઢોંગ કરવાજ હું આવ્યો છું. ને અહીં કાન્તા કોણ જાણે કયાંથી મળી. પણ મને ખાત્રી છે કે મારા જીવનનો આ છેલ્લો પ્રેમ છે. મેં મારી બધી જીંદગી કાન્તાને એક દિવસ કહી–પણ એ કહેવાનું પરિણામ કાંઈ નવુંજ આવ્યું—

તમે સમજણ એટલે શું એ જાણો છો ? દુનિયામાં એથી વધારે સુખ કાંઇ નથી પણ એ સમજણ શરીરને પણ સમજવા માગે છે.

અને એમ ઘરમાં કોઇ ન્હોતું ત્યારે માત્ર શરીરના નહિ હો ! પણ સમજણ માટે તલસતાં ખેંચાતાં એકમેકની નજીક આવતાં અડતાં કંપતાં ગાઢ અનુભવને વધુ ગાઢ બનાવવા મથતાં તેને માટે ભાન ભૂલી જતાં શરીરો ભાન ભૂલી એક બપોરે મળી ગયાં. તે દિવસના વાદળવાળા બપોરમાં ખરતાં પાંદડાં અને ધૂળમાં કાંઇ એવીજ તૃષા ભરી'તી કે એની અંદર એ ફિક્કા થંડા અને બળના તડકામાં મળ્યા વિના ન રહેવાય. હજીયે એ અનિવાર્ય કેમ બન્યું એ સમજાતું નથી. છતાં એ મળવાનું અનિવાર્યજ હતું. ઘણુઃ દિવસો—વર્ષોથી મેં સ્ત્રીને સ્ત્રી તરીકે જોઇ ન'તી. મને બધાં છોકરાં લાગે છે. તમને નવાઇ લાગે છે, પણ મને આ જાતિય આકર્ષણ કરતાં વધુ કાંઇક એમાં લાગે છે :— કદાચ જીવન, કદાચ મૃત્યુ, કદાચ વિજય—અમરતા, સત્ય પણ ન ભુલી શકાય એવું.

"વચમાં એક નૂરજહાં મળી'તી. કાળા, ફિક્કો ચ્હેરો હતો. સ્થિર સમજતી, બેપરવા આંખો હતી. જીંદગી ખોઇ નાખવા માટેજ હોય છે એમ માનતી હોય એવી રાણી જેવી, જેને ના કહી શકાય નહિ, છતાં એ વેસ્યા હતી. અને બીજું કાંઇ એ હોઇ શકે નહિ. એ જીંદગીને વેડફી નાખી મહારાણી થનારીનું અભિમાન ! ભૂખની એને કાંઇ પડી ન'તી. પૈસા માટે નહી. કેવળ વેડફાઇ જવાજ એ વેસ્યા થઇ હશે. કદાચ ખબર નહિ હોય અને થઈ હશે. તેની પાસેથી એ જાણી શકાય તેમ ન્હોતું. પણ બેશરમ, નીડર, ખુલ્લી આંખે મોતમાં ચાલી જનારી, એનું શરીર શરીરજ ન લાગે. વિનાશની રાણીનો આત્માજ લાગે. મને એ મળી, ને મને વગર પૈસે પ્રેમને માટે આમંત્રણ આપ્યું. મેં ના કહી. ના તેણે કબૂલ રાખી પણ દોસ્ત રહેવા માગી લીધું. એણેજ મને મદદ કરી દલાલોને પકડાવ્યા. પગે પડતી નહી, રૂઆબથી આકર્ષતી નહી, માત્ર, 'હું એટલુંજ સમજું છું, એ જરૂરી છે, એ નિયમ છે, વાંધા

ન વાંધાનો વિચાર મુર્ખાઓ કરે'. એમ કહેતી હોય એવી એ વાતોમાં લઈ જાય, ને પછી શરીર ભોગવાવે અને ભોગવે. પણ એ અનુભવ આનંદ ન આપે, જાણે અનિવાર્ય મૃત્યુમાં આપણે આવા નિયમોથી ઢસડાવા, અપ્રતિહત પૂરમાં તણાઇએ છીએ એવો ગાઢ વિષાદ કે નિર્વેદ ભર્યો સંતોષી અસંતોષ આપે. તેના અનુભવથી મને લાગ્યું કે, સૌંદર્ય સ્ત્રીનાં શરીરમાં કે રંગમાં નથી પણ સ્ત્રી પોતાની જાત પુરૂષને કેવી રીતે આપે છે તેમાં છે. હું કોઇ મધરાતે વાતોને અન્તે કબૂલ થતો ને અમે ચારેક વખત એ અનુભવ કર્યો હશે. પણ મારો બધો મોહ ઉતરી ગયો હતો. આ પણ મને અભિમાની મૂર્ખતા લાગવા માંડી. મેં એને સલામ કર્યા. સુખ કે દુઃખ વિના એણે સાંભળી લીધા, ને કહ્યું : "તમે-તું મરવા ઉપડે છે."

"તમને ખબર છે ! ગધેડો કોંક ઉજ્જડ રસ્તાને કાંઠે, ખાલી ભેજે ઊભો હોય તેમ હું નીરસ બની ગયો'તો. કોઇનો અંગત પરિચય નહીં. માત્ર નોકરીજ કરવાની. ને એમાંય રસ નથી રહ્યો એમ લાગ્યું. જાણે દુનિયામાં વેશ્યાઓ વધતીજ જવાની છે. પરણેલી સ્ત્રીઓ પણ વેશ્યાની જીંદગી ગાળે છે, પુરૂષો ગળાવે છે. આખા સમાજ-દુનિયાને હું શું કરી શકું ? જેને સારા વિચાર આવતા હોય એજ કોઇક દિવસ મેળેજ પ્રસંગોની અથડામણમાંથી સારા થઇ, ભૂલો સુધારવા પ્રયત્ન કરે. પણ જેને સુધારોજ મુર્ખાઈ લાગતી હોય, ને જે ભૂલો કરી બીજાંને હેરાન કરવા બીજાંની જીંદગી ઉપર નભવા વેડફવામાં બુદ્ધિ ચાતુર્ય શ્રેષ્ઠતા આદર્શ માનતા હોય અને જીવન દોરતા હોય એ કેમ બદલે ? મને હજીય એમજ લાગે છે. માત્ર પ્રયત્નની ફરજ સમજી હું કામ કર્યે જાઉં છું." જગજીવનનો અવાજ અણુધાર્યો સત્તાવાહી થયો:- "જો કોઈની ફરજ સ્ત્રીઓને વેચવાની હોય તો મારી સ્ત્રીઓને મદદ કરવાની છે.—એજ વિચારે—.

"કાળીના ગયા પછી હું બજારોમાં ગયો. મારા મનમાં પાપ ન'તું, એ તો માત્ર હુંજ જાણું છું. પણ એ બહુજ ધક્કો લાગ્યો, અહીં–હૃદયમાં. નૂરજહાંએ મને લગભગ વૈરાગ્યમાં ડુબાવી દીધો. ને પછી કાન્તા મળે છે..........

"પણ કાન્તાને અને મને ખૂબજ દુઃખ થયું. વ્યોમેશ ! જે માત્ર અકસ્માત હતો એ સંબંધી થઈ અમને રિબાવી રહ્યો ! કાન્તા કહે; "જગુ ! મારાથી આ સહન નથી થતું ! આ ફરી કોઇ દિવસ નહિ બને !" મેં કબૂલાત આપી કે, "સાચેજ નહિ બને !" માલિકી, મોહનભાઈ ! એ દેહની કે એનીય અંદર અદૃશ્ય રહેલાં કોઇ મન હૃદય કે સમગ્ર એવાં જીવનની એ પૂર્ણ થઈ શકતી નથી. એનું દુઃખ આમ તો નહિજ – શરીરથી તો નહિજ–શરીર ઝંખે છતાં શરીરથી તો નહિજ મટે ! ગમે તે કર્યા છતાં એક બની શકાતું નથી. એ થોડી મિનિટો અનંત નથી બની શકતી. જેનાં હૃદય ઝંખે છે–આટલું બધું–એ જુદાંજ કેમ ? કેમ એ એકજ નહિ હોય ? કેમ આ જુદા સ્વભાવો ? કેમ મળવા ભળવા એક થવાની ઇચ્છા ! છતાં અમર અતૃપ્તિ !"

"અમર અતૃપ્તિ !" મારા હૃદયે બહુજ મંદ પડઘો પાડયો, એમ આજે મને લાગે છે. એ અતૃપ્તિનો વિરાટ અસંતોષ જીવન સમસ્તમાં વ્યાપી જાય, તેનાં પળે પળનાં વર્તમાનમાં મળી જાય અને તેની આગ અને દુઃખ કે જે, જેને સ્પર્શે તેને ભડભડાટ સળગાવી સંપૂર્ણ ભસ્મ કરી છોડે–એ કશાંની, જિજ્ઞાસા અને પછી સહાનુભૂતિથી કાંઇ વધુ અસર મારા ઉપર થઇ ન્હોતી–મને લાગતું હતું કે આ વાત સાંભળતાં મારૂં હૃદય અસ્વસ્થ બને છે–. અંધકારે જગત વ્યાપ્ત કરી દીધું'તું; પણ મને એમ થતું હતું–આ વાત ખૂટેજ નહિ ! પણ વાત પૂરી થઇ હતી. થોડીવાર મૂંગા બેસી અમે જુદા પડી ગયા.

બે ત્રણ દિવસ પછી જે રાતે જગજીવન જવાનો હતો તેના સવારે અમે અન્તુભાઇના આમંત્રણને માન આપ્યું; ને દિવસ આખો એ દરબારી ખાનગી બગીચામાં ગાળવા નક્કી કર્યું.

એક નિશ્ચિત મૌન જાગતાંજ પડી ગયું હતું:—દરબારી ગાડીમાં અમે યથાયોગ્ય રીતે સ્થાન લીધાં. અન્તુભાઇની બોલવાની ઘણી ઇચ્છા છતાં કોઇ પણ તેની વાતને—ફરી ફરી એ બગીચાને વખાણવાની વાતને—વિવેક ખાતર પણ ઉત્તેજન ન આપી શક્યું.

એ બન્ને સામાં બેઠાં'તાં: કાન્તાબેનની બાજુમાં અન્તુભાઈ અને મારી બાજુમાં જગજીવન. હું એ બન્નેના સ્વસ્થ, ઠરેલા હાથ જોતાં તેમનાં અગાધ ભાવોએ ભરેલાં હૃદયને કલ્પતો આશ્ચર્ય પામતો હતો. મારે વિષે એ લોકો વિચાર પણ નહીં કરી શકતાં હોય. પણ મને તેની ન્હોતી પડી. એ બન્ને, એક, જીવનના ઘણા અનુભવો લઇ આવેલ અસ્વસ્થ, અને બીજું, અનુભવહીન સ્વસ્થ —નિશ્ચયી. જગજીવનની તૃષાઓ અનુભવના ઘસારા વિનાના અન્તસ્થ જ્ઞાનની તો નહિ હોયને ?

કયારે પ્હોંચ્યાં એ ખબર ન પડી. એકદમ શીતલ પવનની જગ્યામાં અમે આવી ગયાં હતાં. માથાં ઉપર ઘેઘુર ઝાડવાં વાળો રસ્તો હતો. ફરી અચાનક, એક નાજુક હોજનાં રૂપેરી પાણી આંખને આંજી નાખતાં જણાયાં. દોડી જતી ગાડી જગજીવને ઉભી રખાવી, તડકામાં ધોળાં કોમળ કપડામાંથી નીકળતા ફીક્કા ચ્હેરામાં વિલસતી કાન્તાબેનની કાળી આંખો, હોજનાં પાણીને જોતી, એવીજ અગમ્ય લાગી. જગજીવન હોજનું પાણી જોઇ બીજી બાજુ ફરી ગયો. " મેં કોઇ દિવસ આવું અહીં ધાર્યું ન'તું ". કહી હું પણ એ બાજુ વળ્યો. અમે બધાં ફરી, અને જગજીવન દોરી જતો'તો એવી બગીચાની ગલીઓમાં તેની પાછળ ગયાં.

તગરના મોટા છોડનાં ઝુંડોમાંથી એ દુધમોગરાનાં અસંખ્ય ફુલો, તેના કાળાં-લીલાં પાંદડાંમાં અજબ ભાત પાડી, તડકામાં હસી, અમને બોલાવી રહ્યાં હતાં. જગજીવને કહ્યું : "જુઓ, આ કાળાશ ભયંકર લાગે છે." તેનો હાથ, તગરની વચમાંથી નીકળી ઉંચે ચાલ્યાં જતાં બુચનાં ઝાડની, આકાશને મળતાંજ, પાંદડાંઓથી ભરપૂર થઇ જતી ટોચની તરફ લંબાયો. અમસ્તું સાદું આકાશ લીલાં પાંદડાંઓની પાછળ, ભીની કરેલી રાખ જેવું કાળું-વાદળી થઇ મનને વિચિત્ર જગ્યાઓમાં સ્પર્શતું હતું. કાન્તાબેન કહે : "મને તો બીક લાગે છે. ચાલો ખાવા બેસીએ." એક પૂરી ક્ષણ જગજીવન સામું જોઈ રહી પછી ભાતાંની પોટલી લઇ એ તગરની નહિ જેવી છાયામાં બેસી ગયાં. અમે પણ બેસી ગયા.

ભાતાંની ઉઘડતી પોટલી તરફ ઠરેલી આંખો પાછળ મારૂં મન વિચાર કરતું હતું : એ ગંભીર કાળાશ જગજીવન જાણતો હતો. કાન્તાબેન તેનાથી બીતાં હતાં. બન્નેમાં એટલો ફરક છતાં બન્ને તેની નીચે કેવાં સુંદર લાગતાં હતાં ! ટોપી પહેરેલા અન્તુભાઈને જોઇ મેં કહ્યું, "તમારો આ બગીચો તો બહુ સરસ નીકળી પડયો. મને ખ્યાલજ નહિ કે, આ મરૂભૂમિમાં આવી વસંતસૃષ્ટિ હશે." કેળનાં પાંદડામાં જમવાનું ગોઠવાઇ ગયું. શરમાઇ મૂંગા બની ગયેલા અન્તુભાઇએ તેમાંથી ઢેબરૂં ઉપાડી મોઢામાં મૂક્યું. જગજીવન બોલ્યો : "મોહનભાઇ, આ તડકામાં કોઇ અસ્વસ્થતા છુપાયલી મને લાગે છે." કાન્તાબેનનો પત્રાવળી ઉપર ઠરેલો હાથ, નાનો કોમળ, ત્યાંજ અટકી ગયો. તડકો તેને બાળતો હશે ? મારી નજર લીલી ધ્રો, જૂનાં થોડી ધૂળ ચડેલાં, નવાં સ્વચ્છ લીલાં પાંદડાંઓ, સૂકાં ભૂખરાં થડ, હરિયાળીમાંથી દેખાતા ભૂરી જમીનના લીટા, એ બધાં ઉપર, મૃત્યુની કાલિમાના ચૂરા કરી તેને સુવર્ણે રંગી હોય એવો વિચિત્ર હસતો તડકો ચૂમી રહ્યો હતો ત્યાં ચોંટી રહી.

"તમે આ તડકાની વાત જાણો છો ? આ તડકાને જોઈ જેના હૃદયમાં, બેઠાં હોય ત્યાંથી ઉભા થઇ ક્ષિતિજને માર્ગે નાસી જવાની ઇચ્છા થઇ આવે ત્યારે જાણવું કે, ભલે સોનેરી, પણ મૃત્યુની કાળી આંગળી તેના હૃદયને અડી, પોતાના દેશમાં ચાલ્યા આવવા બોલાવે છે."

કાન્તાબેનના હાથ ઉપર પાણીનું એક ટીપું પડયું. મેંજ એ જોયું. ને એકદમ અન્તુભાઇને કહ્યું કે, "અન્તુભાઇ ! ગાડીમાં કુંજો રહી ગયો છે તે જરા લાવી આપોને ?" કાંઇ ખબર વગર એ કુંજો લેવા દોડી ગયા. જગજીવને પણ જોયું : એકદમ કાન્તાબેન પાસે આવી હાથ પકડી એ કહે : "કાન્તા ! કાન્તા ! હું કોઇ દિવસ આવું નહિ બોલું !" જે નજરને બાલપરણીત પુરૂષોજ સમજી શકે છે એવી નજર કાન્તાબેને મોઢું ઊંચું કરી તેની ભીની આંખોમાંથી જગજીવન તરફ કરી ને પછી ઢેબરૂં લઇ પોતાના મોઢામાં મૂકયું. જગજીવન અત્યંત ફિક્કો પડી ગયો. જાણે એણે ખુન કર્યું હોય. કાન્તાબેન કહે : "હવે જમવું છે કે નહિ? મનેયે કાંઇ સૂઝતું નથી. તું જમવા નહિ માંડે તો અન્તુભાઈ આવશે તોય હું રોતી રહીશ નહી." હવે અમારા હાથ પણ ફરજિયાત ચાલ્યા. અન્તુભાઇ કુંજો લઇ આવી ગયા.

જમ્યાં, બેઠાં, વાતો કરી. પણ દુનિયા જ્યારે અત્યંત સુંદર લાગતી હોય ત્યારે કોઇ બે પુષ્પો કચરાઇ જાય ને મનમાં એ વાત ફરી ફરી આવ્યા કરે એમ જગજીવન અને કાન્તાબેન અને પછી હું અને અન્તુભાઈ એક તીવ્ર ગ્લાનિમાં સરી પડતાં હતાં. મારી આંખોમાં ઊંઘ ભરાઇ હતી. બપોરના અત્યંત ઉગ્ર પ્રકાશમાં એ અર્ધી મીચાઇ જતી હતી. કાન્તાબેન જાણે દુનિયામાં હુંજ એકલો હોઉં તેમ મને કહે : "તમે પેલાં તગર નીચે સૂઇ જાવ. તમને બહુ ઊંઘ આવતી લાગે છે." મેં કહ્યું : "હા. પણ એક શરતે :— હું ગાઉં છું એ તમારે સાંભળવાનું !" જગજીવનના ફિક્કા

મુખમાંથી દબાયેલો અવાજ આવ્યો, "ગાવ !" કાન્તાબેન એ બાજુ જોઇ રહ્યાં. પછી દૂર ઝાડી તરફ જોઈ રહ્યાં : મેં જરા ખોંખારો ખાધો. અન્તુભાઇનું મોઢું સોંઘા હાસ્યથી હસી ઉઠ્યું : મેં જોયું કે બે હૃદય ઘવાયાં છે. અચાનક જાણે એને કાંઇ સંબંધ હોય એમ એક ગીત ગાવા લાગ્યો. એ ગીત સુખનું હતું : અને એ શરૂ થતાંજ બન્નેને હસતાં જોઈ મને લાગ્યું કે આજે હું પંખીની માફક સ્હેલાઇથી ગાઉં છું અને આ રાગ માધુર્યનો ઝરો છે. આ રહ્યું એ ગીત :—

"મારે તે આંગણે સુંદર તલાવડી
તેમાં છબછબિયાં પાણી થાય,
હું ને નાહોલીઓ રમવાને જઇએ
આછાં આછાં નીર ડ્હોળાય
હળવે નાહોલીઆ હળવેથી હીંડજે
ફૂળાં ફૂળાં મીન કચરાય,
શોભા અમારી નાની તલાવડીની
મીન કચરાયે ખંડિત થાય.
ઊગ્યાં કમળિયાંને શોભે તલાવડી
મારૂં મનડું લળી લળી જાય
મારા રે સમ તને વ્હાલા નાહોલીઆ !
ફૂળાં કમળિયાં ના ચૂંટાય
મારી તલાવડીએ સંતોને નોતરૂં
મારૂં આંગણું પાવન થાય.
હું ને નાહોલીઓ હેતેથી પુજશું
અમ્મારાં હૈડાં પાવન થાય."

જાણે પ્રણયારંભમાં ચુંબન કરતાં બે યુવાન પકડાઇ જાય એમ બન્ને આજે પ્રથમ કલહમાં પકડાઈ ગયાં હતાં. અને સાથેજ

---

ઉપરનું ગીત આમાં છાપવાની રજા આપવા માટે શ્રી. ગિરીશભાઇ ભટ્ટનો ઋણી છું.

દુઃખ હતું. એટલું બધું હતું કે કેમ મનાઇ જવું એ ખબર ન્હોતી પડતી. કારણ જગજીવન રાતનાજ જવાનો હતો. પણ જગજીવન કાન્તાબેનની સરલતામાં આજે ભળી ન શક્યો. એણે કાન્તાને દુઃખ આપ્યું હતું એ કલંક—એ ક્ષત અનંત હૃદયમાં ધારવાનો હોય એમ એ ક્ષણે ક્ષણે હસતી આંખો પાછળ વિચારમાં પડી જતો હતો. આજે બન્ને કાંઈ ફરી ગયાં હતાં—દરરોજનો હસતો જગજીવન આજે ગંભીર હતો. દરરોજનાં ગંભીર કાન્તાબેન આજે હસવાની દરેક પળને ચૂમી રહ્યાં હતાં. માણુસ ગંભીર તો થાય, પણ જ્યારે પ્રિયતમ જીવન છોડીને ચાલ્યો જતો હોય ત્યારે હસવાનું સૂઝે એ સ્ત્રી કેવી? આ દિવસોના આંતરકલહનો પ્રેમના અતીવ અસ્વસ્થ ઉત્તાપનો આજે અંત આવી જવાનો છે—ઇસપાર કે ઉસપાર બધું આજે નક્કી થઈ જવાનું છે એ ખ્યાલ તેને પળે પળે હસાવી રહ્યો હશે? કે સ્ત્રીનાં અનંતભાવી હૃદયનું આ એક મધુર દર્શનજ છે?

કોણ જાણે! પણ દિવસ મારા મગજમાં પ્રકાશના લાંબા પગ અને નાના નાના છાયાઓના પડછાયાથી નાચવા લાગ્યો અને હું ઉંઘી ગયો.

સાગરની ભરતી જેવા ગાજતા પવનના શીતળ ઝપાટાઓથી હું ઉંઘના ગાઢ—મધુર ઘેનમાંથા જાગી રહ્યો. સોનાની અગ્નિગાળોમાં પ્રચંડ આનંદથી બપોરના વધવા સાથે વૃક્ષો ડોલી રહ્યાં હતાં, ડોલતાં ફૂલો ઉપરથી ઉખડી પડતાં. કોણ જાણે કયાંથી ટોળાબંધ આવેલાં, દોડતાં—તરતાં પતંગિયા, એ જિવંત સૃષ્ટિમાં ક્ષણિક અને અનેક એવાં અનુપમ રંગનાં ચિત્રો દોરી રહ્યાં. ઉપવનની રેતીમાંની ચિરોડીકણીઓ, અમુલ્ય હીરાકણીઓથી પણ અનંતગણી સુંદર ઝળહળી રહી.

લીલાં સુકુમાર ઘાસમાં ત્રણે સૂતાં હતાં. કાન્તાબેન અને અન્નુભાઇ ઉંઘી ગયાં હતાં. જગજીવન હજીયે સ્હેજ ઘેરાયેલી

આંખે જાગતો હતો. મને જાગેલો જોઇને એ મારી પાસે આવ્યો. મને કહે " મોહનભાઈ! માણસો જીંદગીમાં કેટલી ભૂલ કરતાં હશે?" મેં કહ્યું : "અપરંપાર." ઘણો સમય અશબ્દ પસાર થઇ ગયો. સુવર્ણાતપનું સ્મિત જાણે ધીમે ધીમે વધુ કોમળ થતા ગાઢ આનંદમાં પરિણમતું હતું. નીચે નમેલા સૂર્યનાં કોમળ સોનેરી કિરણો ઝુંડમાંથી આવી કાન્તાબેન અને અન્તુભાઇને અભિષેકી રહ્યાં.

મને એમ થતું હતું દુનિયા આટલી સુખેથી જો ઉંઘી શકતી હોય! સુકુમાર લોલાં ઘાસ ઉપર કોમળ શ્વેત વસ્ત્રોમાં ગૌર શરીર. ને તેનીયે ઉપર બધાંને ચિત્રમય બનાવતું કોમળ ગાઢ સુવર્ણ તેજ! જગજીવન એકીટશે કાન્તાબેનના મ્હો ઉપર જોઈ રહ્યો. એનું મન ત્યાંજ હશે કે કયાં એ કેમ ખબર પડે? અચાનક કાન્તાબેને આંખો ઉઘાડી. સીધી જગજીવન સામે તેનીજ આંખોમાં —કાન્તાબેનની આંખોમાં જગજીવન ભર્યો હતો. જો આ સ્વપ્નની ઘેરી સોનેરી સૃષ્ટિમાં ઊંઘી ઉઠી હળવા થયેલા દેહમાં એક સ્વપ્ન જેવોજ લાગતો હોય એમ એ ઘણીવાર સુધી નિગૂઢ આશ્ચર્ય અને સ્મિત સાથે તેને જોઇ રહ્યાં. આવાં સ્વપ્નમાં માણસ જાગે ત્યારે આશ્ચર્ય, આનંદ અને શોકના ઓઘ હૃદયને એકસામટા ઘેરી વળે છે. જયારે સુવર્ણ જલ છલકાયાં ત્યારે અન્તુભાઇ સળવળ્યા અને બેઠા થયા. કાન્તાબેન પણ બીજી બાજુ ફરી મોઢું લ્હોતાં બેઠાં થયાં. જગજીવન એજ નિશ્ચલ ગંભીરતા ધરી બેસી રહ્યો. માત્ર ત્યાં દુઃખ ન્હોતું. મેં કહ્યું "ચાલો હવે જવાનો વખત થયો. વ્યોમેશ ઘેર આવી ગયો હશે."

જરૂરિયાત પગોને ઘસડી રહી: આખી દુનિયા આ ગાઢ બનતા જતા સુવર્ણ રંગમાં ફરી ગઇ હતી. બપોરે આવેલાં એજ ગલીઓ અત્યારે કાંઇ નવીજ બની ગઇ હતી. અનેક સુગંધો નવી નવી વાતો કરતી જૂદે જૂદે ખૂણેથી વાયા કરતી

હતી. અમે છાયાઓએ આવૃત્ત કરેલી ધોળી રેતીની શાંત શરમી પગને આગળ અને આગળ મૂકાવતી હતી. નિર્વાક, ગાડીમાં બેસી અમે ઘેર પ્હોંચી ગયાં. ઘેર ઉતરીને કાન્તાબેને મારા હાથમાંથી કુંજો લઇ લીધો ત્યારેજ મને ખબર પડી કે હું સૂતાં'તાં ત્યાંથી ઉભો થયો ત્યારનો કુંજો મારા હાથમાંજ છે. ઘરના નિર્દીપ અંધકારમાં પ્રવેશતાંજ અનેક બીકો હૃદયમાં આવી ભરાઇ. વ્યોમેશ ત્યાં હતો. જીંદગી કયાં દોરી જતી હતી? અન્તુભાઈ, કાન્તા, જગજીવન, વ્યોમેશ –હું– બધાંને એ કયાં લઇ જઈ અટકાવશે? વ્યોમેશ મને કહે: "મોહન! આજ તો મારું ઘરમાં બહુ એકલું લાગતું હતું. જગજીવન તમે રોકાઈ જાવને–તમારે અહીં શું ખોટ છે?" અમે ચારે જણાં શું જવાબ આપીએ? અને ખરો જવાબ શું હોય? છતાં જગજીવન ગંભીર થઈ કહે: તમારી મ્હેમાનગતી હું કદિ નહિ ભૂલું. પણ મારે જાવુંજ જોયેં તેમ છે." મોટાઇમાં વ્યોમેશ હસી પડયો. "અત્યારે તો જમીનેજ જવાના છો ને? તમે વ્હેલાં પાછાં ફર્યાં હોત તો આપણે આ રાજની વાતો કરત!" જરા રહીને :– "કાન્તા જમવાનું શું?" અર્ધો કલાકમાં એજ પુરાતન પૂરી શાક તૈયાર હતાં. એજ રસોડામાં આજે અમે બધા સાથે બેઠા. દીવાનાં ઝાંખાં તેજમાં દુનિયા અપાર્થિવ બની ગઈ હતી. અન્તુભાઇને અનેક કામ સોંપાયાં. કાચી કેરી મોળી. અમે ખાધી. અમે જમી ઉઠયા. કાન્તાબેને વ્યોમેશને પૂછયું: "જગજીવનભાઇને સ્ટેશને મૂકી આવું?" "હા, હા. નહિતર અન્તુભાઈ જાત, પણ કાંઇ નહિ." કાન્તાબેન કહે: "અન્તુભાઈ, મૂળજીને કહી ગાડી મંગાવોને!" જગજીવન કહે: "પણ તમારે જમવું તો જોશે ને? હું કાંઇ તમને ભૂખ્યાં મારી ન શકું!" વ્યોમેશ હસ્યો: "ચાલ કાન્તા જમી લે!" વ્યોમેશનીજ થાળીમાં થોડાં પૂરી શાક લઈ તેમણે પતાવ્યું. બાજુમાં જગજીવન બેસી રહ્યો. અમે ઉભા હતા. અન્તુભાઇ આવીને કહે: "ગાડી આવી ગઇ છે."

કાન્તાબેનને છેલ્લી પુરી લઇ કહ્યું: "સામાન મૂકાવો." કાન્તાબેન ઉભાં થયાં તોપણ જગજીવન બેસી રહ્યો. એના મનમાં શું વિચાર આવતા હશે એ કેમ ખબર પડે? પણ જાણે અનંત આસન જમાવ્યું હોય! કદિ ત્યાંથી કોઇ અદ્દશ્ય વ્યક્તિને જમાડતાં ઉઠવુંજ ન હોય તેમ એ બેસી રહ્યો. મને આ ન ગમ્યું. તેનો ખભો હલાવી મેં કહ્યું: "જગજીવન! ચાલો હવે." સરળતાથી ઉભા થઇ તેણે કહ્યું: "ચાલો."

સામાન મૂકાઇ ગયો હતો. મૂળજી ઉભો હતો, અન્તુભાઇ હતા, હું હતો, કાન્તાબેન હતાં વ્યોમેશ હતો, જગજીવન હતો. અમારી પાછળ મોંઘી અર્ધ અંધકારમાં ઠામ ઘસતી હતી. ફળીના થાંભલા ઉપર રાખેલા ચોરસ ફાનસમાંથી ઝાંખુ અજવાળું આખા ફળીમાં ફેલાઇ ગયું હતું. દૂર વાછડાં પણ એકઢાળિયાં બ્હાર ઉભાં હતાં. કાન્તાબેન છોડનાં ઝુંડ પાસે ગયાં અને એક કરેણનું ગુલાબી ફૂલ તોડયું. દીવાની છેક પાસે એ હતાં. અમે બધા અર્ધ અંધકારમાં હતા. સુંઘી જોયું, પછી જગજીવનને હાથથી બોલાવી કહે, "લ્યો!" જગજીવન ત્યાં ગયો અને ધીમેથી હાથમાંથી ફૂલ લઇ હસી પડયો. કાન્તાબેન તદ્દન સાદા વિચારમાં મશ્ગુલ હોય તેમ જરા ઉંચું જગજીવન સામું જોઇ પછી અમારી તરફ આવ્યાં. મને કહે: "તમે આવો છો ને?" મેં કહ્યું: "હારતો." કારણ હું જાણતો હતો કે મારે જવાનુંજ હતું. હવે અમે બધાં બ્હાર નીકળ્યાં. રસ્તો અંધારો હતો. ગાડીનાં બે બાજુનાં બે નાનાં ફાનસ ટગમગતાં હતાં. અમે ત્રણે ગાડીમાં બેઠાં. અને "આવજો! ફરી કોઇવાર." "અન્તુભાઇ સલામ." એટલા શબ્દો પછી ગાડી રસ્તાના અંધકારને અજવાળવા દોડવા લાગી. મે કહ્યું: "કરેણનું ફૂલ દક્ષીણમાં સતીની દેરી ઉપર મૂકાય છે." કાન્તાબેન કહે: "મને ખબર નહિ." જગજીવન કહે: "આ ફુલ એટલું ચોકખું અને સુગંધી છે કે એ

ક્યાં જાળવવું એ મને ખબર નથી પડતી." ગાડીના દોડવા સાથે આવતા પવનથી કરેણની સુગંધથી મારો શ્વાસ ભરાઇ ગયો. મેં ફરી કહ્યું, "આવી સુગંધ કોઇ દિવસ ભૂલાતી નથી." અમારા બધાંના અવાજ ભાવરહિત, સાદા, છતાં અનેક અર્થ ભરેલા મને લાગતા હતા. કાન્તાબેન ને જગુ મારી વાત સાંભળી જરા પોતાના વિચારમાંથી મારા તરફ ફર્યાં લાગ્યાં. કાન્તાબેન કહે: "આપણે ત્રણે એક છીએ." મેં કહ્યુ: "ના, એમ નથી." બન્ને સમજ્યાં કારણ હું તેમને જાણું છું—ઘણું—છતાં—એક ક્ષણની સમજણ પ્રાણની જૂની પિછાનની યાદ આપે છતાં એ અનંત નથીજ.

સ્ટેશન ઉપર જગજીવન સીધો ટિકિટ લેવા ગયો. અમે બન્ને પ્લેટફોર્મ પર ગયાં. આજે દુનિયાએ અર્ધ અંધકાર અને અર્ધ તેજ પસંદ કર્યાં હતાં. સ્ટેશન ઉપર માણસો થોડાં હતાં. હતાં તે પણ શાંત લાગતાં હતાં. કાન્તાબેન કહે: "મોહનભાઇ! મારાથી રહેવાશે?" કહી મારા ખભા ઉપર આવી રડી પડ્યાં. મેં કહ્યું: "જગજીવન હમણાં આવશે. ટ્રેન પણ તરતજ ઉપડશે. તમે કહો તો ટિકિટ લઇ આવું?" "ના". મેં કહ્યું: "તો આમ રડો નહીં; મારાથી નથી સહન થાતું." જગજીવન તરત આવી લાગ્યો, ને ગાર્ડની વ્હિસલ સંભળાઈ. છતાં એ કાન્તાબેન પાસે ઉભો રહ્યો. તેના હાથ હાથમાં લીધા ને બોલ્યો, "માણસ કાંઇ જાણતો નથી છતાં........" એ બોલી શક્યો નહિ, મને તીવ્ર ઉત્કંઠા થઇ આવી ને તરતજ દુઃખ થઇ આવ્યું કે પરમેશ્વરને માણસને દુઃખ દીધા સિવાય બીજું આવડતું નથી. જગજીવને કાન્તાબેનના બન્ને હાથ પોતાનાં આખા મોઢા ઉપર દાબી દીધા. પોતાનાથી બહુ ઉંચા નહિ એવા જગજીવનનું માથું એણે પોતાનાં હૃદયમાં સંતાડી દીધું, ને કહ્યું: "જગુ!" ટ્રેન ચાલવા લાગી. મારૂં હૃદય બળતું હતું. આંખોમાં આંસુ હતાં. મનમાં કાંઈ સમજ ન પડે એવા ધક્કા લાગતા હતા.

છતાં અવાજને સ્થિર કરી મેં કહ્યું : "જગુ! ટ્રેઇન જાય છે!" એનો સામાન મૂકેલો ડબ્બો ક્યાંય નિકળી ગયો હતો. ત્યારે એ ધીમે ધીમે છૂટો થયો અને એક ડબ્બાને ભરાઈ રહ્યો. "આવજો, મોહનભાઇ કાન્તા પાસે રહેવાય તેટલા દિવસ વધુ રહેજો." એ હસતો હતો. તદ્દન થોડું અને સામાન્ય, છતાં ત્યાં કાંઇક વિશેષ, કાંઈ એવી ગાઢ સમજણ હતી કે મને લાગ્યું કે જગજીવન ને હું કદિ એની આટલી વાતો છતાં જાણી શક્યો નથી. અને કાન્તાબેનના મ્હો સામું જોતાં મને લાગ્યું કે એ કોઈ અજાણ્યા ભયમાં થંભી ગયાં છે. છતાં એ પણ જગજીવનને જોઈ નવાઇ પામ્યાં હોય તેમ હોઠમાંજ અસ્પષ્ટ "શું" કે એવું કાંઇ બોલ્યાં. દૂર રાતો દીવો હતો. પ્લેટફોર્મ ઉપર એક કે બે માણુસ દૂર ઊભાં હતાં. તેની પાછળ કાળાશ હતી. કાળાં સ્ટેશનનાં છાપરાં ઉપર અનેક તારાઓ હતા. પ્લેટ-ફોર્મનાં ફાનસો ઠરવા લાગ્યાં હતાં. મેં એ જોયા પછી કાન્તાબેનનો હાથ પકડી કહ્યું: "ચાલો!" ને અમે ચાલવા લાગ્યાં.

હું ફરી કાન્તાબેનની સામું જતા પ્હેલાં બે વાર જોઇ શક્યો. હું ઝાઝું કહી શકતો નથી. દુઃખ ત્યાં ન હતું. મોઢું હસી શકતું હતું. છતાં એ તો ઉઘાડા દિવસ જેટલું સ્પષ્ટ હતું કે તેનું હૃદય સાવ–સાવ ખાલી છે. તેના એક પણ વર્તનમાં કાંઇ હેતુ નથી. માત્ર વર્તન થયા કરે છે અને તે પણ મધુર–મધુરજ.

હું પણ ગયો. જગજીવન માટેનું દુઃખ બીજે દિવસે સવારના લાગ્યું, દિવસ ચડતાં મેળેજ ઓછું થઇ ગયું. મારૂં મન પણ થાકી ગયું હતું. માત્ર કાન્તાબેનના ખાલી હૃદયના ને એકલા વ્યોમેશ અને અન્તુભાઇ વચ્ચે રહેવાના વિચારો એટલા બધા આવતા અને એટલું બધું દુઃખ મને થાતું કે મને લાગ્યું કે હું કાન્તાબેનના પ્રેમમાં પડયો છું. મારે જવું'તું ત્યારે કાન્તાબેને મને જમાડતાં જમાડતાં કહ્યું : "તમે ક્યારે પરણુશો? મને બોલાવશોને?"

મેં કહ્યું : "જરૂર, મારૂં પરણવાનું તો જ્યારે બને ત્યારે પણ તમારા...વગર હું પરણી શકું નહિ." અને ખરેખર મને એમજ લાગતું હતું : મહા મ્હેનતે હું "તમારા અને જગજીવન વગર" એમ બોલતાં અટકી ગયો. એને ખબર પડી ગઇ હશે. મને કહે : "તમારે કોઇ દિ' મનમાં વાત છુપાવવી ન જોઇએ. તમે એટલા અરીસા જેવા મોઢાવાળા છો કે બોલો નહિ તોય તમારા મ્હો ઉપરથી ખબર પડી જાય !"

હું ગયો. પણ સતત એ બન્નેના અને થોડા વ્યોમેશના વિચાર સિવાય મારી લાંબી મુસાફરીનું મને કાંઈ યાદ નથી.

મારી કચેરીમાં એક દિવસ બપોરે એક કાગળ મળ્યો. એ જગજીવનનો હતો.

૨૬—૫—૩૧

પ્રિયભાઇ મોહનભાઈ,

તમે ઘણીવાર યાદ આવો છો. તમારો "અપરંપાર" શબ્દ હું ભૂલી શકયો નથી. થોડા દિવસ પ્રયત્ન કરી એ ભૂલવાનો પ્રયત્ન મૂકી દીધો છે. પુરીના મેળામાં દલાલોની ટોળીઓ સ્ત્રીઓને ઉઠાવી જાય છે. તેને પકડવા હું જાઉં છું પણ મારૂં મન કયાંય રહેતું નથી. જ્યાં જાઉં ત્યાં મોટી, કાંઈ પૂછતી આંખોવાળી હૃદય ભાંગેલી કાન્તા દેખાયા કરે છે. ટોળી તો પકડાશેજ.

તમારો જગુ.

આ "ભૂલવાનો પ્રયત્ન" શું ? મને જગજીવનની અનેક ચિંતાઓ ફરી થવા લાગી. કાન્તાબેન ફરી ફરી એકલાં આવી મને પૂછવા લાગ્યાં "સહેવાશે ?" દિવસો ચાલ્યા ગયા. એક દિવસ તાર આવ્યો :—

"તમે પ્હેલી ટ્રેનમાં ગુપ્તધર્મશાળા પુરી આવો.

કાંઇ પણ વધારે વિચાર કર્યા સિવાય હું ડુંગરાઓ ઉપરથી ઉતર્યો. અનેક કોલાહલમાં મારા જીવનમાં કયાંથી આવેલાં આ બે મિત્રોનાં મ્હોં જોતો એક સાંજે હું પુરી આવી પહોંચ્યો.

"ગુપ્ત ધર્મશાળા કયાં છે?" મેં પૂછ્યું. અનેક જગ્યાએથી "ખબર નથી." ના જવાબ મળ્યા પછી મને એક ગાડાવાળાએ કહ્યું: "એક રૂપીઓ લઇશ. મેળાથી એક માઇલ દૂર ને અહીંથી બે ગાઉ, જૂની માણુસ વગરની ધર્મશાળા છે."

કોણ જાણે કેમ આખો રસ્તો મને 'કાન્તબેનને લાવ્યો હત તો?' એજ વિચાર આવ્યા કર્યા. નિર્જન સપાટ મેદાનો હતાં દિવસ સાવ ઝાંખો પડી ગયો હતો, ને ઝડપથી ઝાંખો થતો જતો હતો. ગાડાવાળો બહુજ ધીમે ગાડું ચલાવતો હતો. મેં ખૂબ ઉતાવળ કરી અને કંટાળી ફરી વિચારોમાં ડુબી ગયો. છેક રાતને આરે જે મુસાફરીનો કદિ અંત નહિ આવે એમ લાગતું હતું એ બે ગાઉનો અંત આવ્યો અને ગાડું એક જર્જરિત ધર્મશાળા પાસે આવી ઊભું. દૂર દૂર વાયવ્યમાં મંદિરના દીવા અને મેળાનાં અવાજ રહિત ચિહ્નો જણાતાં હતાં. ઉનાળાના અંતની, આ ધખેલી દિવસભર ઉંચી ચડેલી ધૂળ, શાન્ત થતી પૃથ્વી ઉપર શમતી–ઉતરતી હતી. ને દૂર સપાટ ક્ષિતિજ પર રાતી વિશાળ સંધ્યા છેલ્લા ભડકામાં સળગી રહી હતી. પગથિયાં પાસે ગાડું અટક્યું હતું. ઉંચા ઓટલા હતા. ઓરડાના દરવાજા બંધ હતા. કદાચ જગજીવન અહીં ન પણ હોય! ઓટલાનાં ઉંચાં પગથિયાં ચડતાં જૂની લીસી ભીંતો કાળા અગ્નિની માફક સળગી ઉઠી. નીરવતામાં મારા જોડા ખખડયા ને ખૂણામાં કોઇ સૂતું લાગ્યું. મેં કહ્યું, "જગજીવન!" પણ નીરવતા વિના કશું ન સંભળાયું. હું ખૂણા તરફ ચાલી ને ગયો તો, દૂર સંધ્યાને જોતો

ધ્યાનસ્થ જગજીવન, જેની આંખોમાં પણ તેજ હતું એવો, પડખા-ભર સૂતો'તો. મોઢા ઉપર ખૂબજ દુઃખ લાગતું હતું. હું પાસે બેસી ગયો અને કહ્યું : "જગજીવન !" તોય એ જોઈજ રહ્યો. મારા મનમાં અકથ્ય બીક પેસી ગઈ. મેં એને હલાવી કહ્યું "જગજીવન હું આવી ગયો છું." એનું શરીર ખોખાંની માફક ફરી ગયું. એકદમ અને ધીમે ધીમે મારા મન ઉપર મૃત્યુનો અંધકાર છવાઈ ગયો. રાતી સંધ્યા, ભીંતો, જગજીવન જાણે બધાં દૂર અને નાનાં–ઝાંખાં થાય છે. ગાઢ કાળાશ વધતી જાય છે ! જગજીવન મરી ગયો. કોઇ પાસે ન્હોતું. અને ફરી મનને ખેંચી જોતાં જોયું તો – જગજીવન મરી ગયો છે. તેની અસ્થિરતા તેના સદ્‌વિચાર એનો પ્રેમ એની કલ્પના એની સરળતા એની ભૂલો એ બધાંમાંથી કશાનું સુખદુઃખ હવે કોઇને કદિ નહિ થાય એમ એ મૃત્યુ પામ્યો છે. મરી ગયો છે.

---

# વીમો એટલે

તમારાં
દુનિયાદારી હિતનું
રક્ષણ.

તમારી
વૃદ્ધાવસ્થાને
નચિંત
બનાવ
નાર

પ્રાણીઓ પણ અગાઉથી ખોરાક,
માળા, દરો, રક્ષી રાખે છે. બુદ્ધિ-
શાળી માણસ વીમો ઉતરાવે છે.

# ખરી પડતા વાળનો
# ખરો ઉપાય

સૌભાગ્ય દેવીઓએ
સાચા દિલથી
સત્કારેલું

સુવાસિત

## ઝંડુ
## કેન્થારડીન
## હેર-ઑઇલ

વાળને ખરતા એકદમ અટકાવે છે
મગજને ઠંડક અને તાઝગી આપે છે

આજથીજ
અજમાવવા ખાસ ભલામણ છે.

**ઝંડુ ફાર્મા-વર્કસ લી. મુંબઈ ૧૪**

દુકાનઃ- ભાટીયા મહાજન વાડી, કાલબાદેવી.

**માથે ન્હાવામાં ઝંડુ શેમ્પુ પાવડર વાપરવાથી વાળ સુંવાળા અને ચકચકીત થાય છે.**

શ્રી. સ્વમસ્થ કૃત
પ્રકટ થએલ પુસ્તકો:

**અચલા** : પ્રણયકથાકાવ્ય.

**વિનાશના અંશો, માયા** : બે લાંબાં જીવન કાવ્યો

*

તુરતમાં પ્રકટ થનાર:

**કાવ્ય સમુચ્ચય.**

**અજંપાની માધુરી.**

*

પ્રકટ થનાર:

**દિનરાત** : નાની વાર્તાઓનો સંગ્રહ.

લે. **મોહન શુક્લ.**

પ્રકાશક :

**ભનુભાઇ ર. વ્યાસ.**

C/o પો. બોક્સ નં ૫૫૧૩, મુંબાઈ-૧૪.